શ્રી

# દશ મહાવાક્ય વિવરણ.

શંકરાચાર્યકૃત વિવરણનું ગુજરાતી-ભાષાંતર.

કર્તા તથા છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ભટ્ટ. વૈજનાથ મોતીરામ.**

લીંબડી— કાઠિયાવાડ.

ધી “વિજય પ્રવર્તક” પ્રિન્ટીંગ પ્રેસમાં
પટેલ મોહનલાલ મગનલાલે છાપી.
ઠેકાણું પીરમશા રોડ—અમદાવાદ.

---

કિંમત ૦-૨-૦.

ॐ तत् सत्.

श्री परमात्मनेनमः

# ॥ अथ महावाक्य विवरणम् ॥

હવે મહાવાક્યાર્થ વિવરણને ( મહાવાક્યના અર્થના વિવેચનને ) કહુંછું. સર્વ વિષય વાસનાથી રહિત જે પરમહંસ તે પરમહંસ કેવળ નિર્વિશેષ બ્રહ્મ ચિંતન માત્ર વડે રહે છે, અને હર કોઇ સ્થાને રહેતો છતો બાર મહાવાક્યોનું વિવરણ કરે છે. તથા એજ વિચારમાં રહે છે. એ વિવરણ શું ! અને તે શું વિચાર કરે છે? તથા મહાવાક્ય કયા ? તે બતાવું છું તે મહાવાક્યોમાં પ્રથમ ઋગ્વેદ વાક્ય **प्रज्ञानमानंदं ब्रह्म,** યજુર્વેદ વાક્ય **अहं ब्रह्मास्मि,** સામવેદ વાક્ય **तत्वमसि,** અથર્વ વેદ વાક્ય **अयमात्मा ब्रह्म**, એ પ્રમાણે યથાનુક્રમે ચાર વેદનાં ચાર મહાવાક્ય છે. તેમાં **प्रज्ञानं, आनंदं,** અને **ब्रह्म** એ ત્રણ પદ, **अहं, ब्रह्म** અને **अस्मि** એ ત્રણ પદ, **तत्, त्वं,** અને **असि,** એ ત્રણ પદ, **अयं, आत्मा** અને **ब्रह्म,** ત્રણ પદ મળીને બાર થયાં. આ બાર મહાવાક્યથી બ્રહ્મ વિચાર કરે છે, તેમાં પેહેલાં ઋગ્વેદના મહા વાક્યમાં બ્રહ્મજ્ઞાન રીતિએ એકજ અદ્વિતિય બ્રહ્મ છે, એ પ્રકારના સિદ્ધાંતથી **प्रज्ञानं** કહેતાં સ્વતઃચૈતન્ય. તેના વિશેષ વડે અનેક પ્રકારે છે. તેમાંથી યથામતિ વ્યાખ્યાન કરાય છે. **प्र** કહેતાં ઉત્કૃષ્ટ, અને **ज्ञानं** એટલે ઉત્તમ જ્ઞાન. એટલે ઉપાધિ રહિત સ્વતઃચૈતન્ય, ત્રિકાળ રહિત, અવસ્થા ત્રણ રહિત, વિશેષે કરીને મુક્ત ને સ્વતંત્ર જ્ઞાન જે તે. તેમજ જે જ્ઞાન વડે માયા ચૈતન્ય થાય છે, જે જ્ઞાન વડે

ચોવિસ તત્વ ચૈતન્ય થાય છે, ને જેમ સૂર્ય વડે ચક્ષુ, અગ્નિ વડે પાત્ર, ચુંબક વડે લોઢું, સૂત્રધાર વડે પુતળીઓ, કાષ્ટ વડે અગ્નિ, પુરૂષ વડે છાંયા, વાયુ વડે રજ, ધનુષ્ય ધારણ કરનાર વડે બાણ, અને વૃક્ષો વડે છાયા, ચૈતન્ય થાય છે, એમ પરા, પશ્યંતિ, મધ્યમા, અને વૈખરી રૂપે ચેતન્ય છે તે, સર્વ જગત્ પ્રપંચ ઉત્પન્ન થાય છે, અને જ્ઞાન શક્તિ, ઇચ્છા શક્તિ, ને ક્રિયા શક્તિ સ્વરૂપે ચૈતન્ય, જગત્ આકારે થાય છે; તે કારણ માટે જે **વાસુદેવ:પરબ્રહ્મ** ( વાસુદેવ પરબ્રહ્મ છે. ) એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. જેમાં સર્વ પ્રાણીઓ વસે છે, તે વાસુ કહીએ, અને વાસુનો જે દેવ તે વાસુદેવ છે. ( સર્વનો આધાર, અધિષ્ટાન અભિન્ન નિમિત્ત અને ઉપાદાન, કારણ જે ચૈતન્ય બ્રહ્મ, તેજ વાસુદેવ છે. ) પ્રજ્ઞા શબ્દ વડે ભુતોનું વસવુ છે, તે કારણ માટે વાસુદેવ કહેવાય છે. જે અંતઃકરણ શ્રોત્ર દ્વાર વડે શબ્દને ગ્રહણ કરે છે, જે અંતઃકરણથી નિકળેલી વૃત્તિ ચક્ષુ દ્વારાએ રૂપને ગ્રહણ કરે છે, જે અંતઃકરણની વૃત્તિ નાસિકાદ્વારાએ ગંધને ગ્રહણ કરે છે, જે અંતઃકરણ જીભ્હા વડે રસ ગ્રહણ કરે છે, જે અંતઃકરણ ત્વચા વડે સ્પર્શ ગ્રહણ કરે છે, એ પ્રમાણે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, અંતઃકરણ ચાર એઓનો પ્રેરક, તથા ગુણ અને પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય, એ દશ વાયુઓ ઇત્યાદિ સર્વેનો પ્રેરક, તથા જે સમસ્ત પ્રપંચ, ઉત્પત્તિ, પ્રલયને કરે છે, અને જે જગતના સાક્ષિપણા વડે જુએ છે તે, પ્રજ્ઞાનં કેહેતાં બ્રહ્મ છે; તે માટે પ્રજ્ઞાન શબ્દ વડે કરીને બ્રહ્મ છે તે વિશેષ વડે કરીને સર્વેશ્વર કહેવાય છે. તે સૂત્રધાર ઇશ્વર, એ માયા વિદ્યા નટી સાથે મળીને, નટની

માફક નૃત્ય કરે છે. એ રીતે અજ્ઞાન શબ્દ જે પ્રથમ છે, તેનો નિર્ણય છે. હવે બીજો આનંદ શબ્દ છે, તેનો નિર્ણય કરાય છે.

**આનંદ** બ્રહ્મ એ પ્રકારે જાણવો. આનંદ વડેજ નિશ્ચય આ સર્વ, પ્રાણિયો ઉત્પન્ન થાય છે, આનંદ વડેજ સર્વ ઉત્પન્ન થયેલા જીવે છે, અને આનંદમાંજ સર્વ પ્રાણિઓ લય પામે છે. ( પ્રવેશ કરે છે. ) એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. પોતાનું સ્વરૂપ ઉપાધિ રહિત આનંદ કરે છે. જ્યારે આનંદ થાય છે, ત્યારે હું એપ્રકારે આત્માનંદ થાય છે. અખંડ-આનંદ, નિજ બોધ આનંદ, કૈવલ્ય આનંદ, જ્ઞાનાનંદ, સહજાનંદ, અચ્યુતાનંદ, રામાનંદ, વીર્યાનંદ, સુખાનંદ, આનંદ વ્યાપક આનંદ, પૂર્ણાનંદ, ક્રિયાનંદ, સદાનંદ ને પ્રકાશ આનંદ છે. જ્યારે આકાશ આનંદ ન થાય, ત્યારે પ્રાણ છે તે આનંદ કેવી રીતે થશે? કારણ કે તેનું જડપણું છે, તેથી બ્રહ્માનંદ વડેજ જગત્ આનંદ થાય છે. શ્રુતિ પણ કહે છે કે, '**ब्रह्मानंदं लब्ध्वाऽमृतमानंदो भूत्वेति**' પ્રપંચ સહિત આનંદ, જે આનંદની સત્તામાત્રવડે, સર્વ પ્રપંચ આનંદમાન થાય છે. જેથી અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય છે, જેથી પંચકોશાત્મક જીવ આનંદ પામે છે અને સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા એમ કેહેવાય છે; એ પ્રમાણે પરમાત્માનંદ સત્તા વડે મૂળ પ્રકૃતિ આનંદ પામે છે. તેનું કાર્ય મહદાદિ ચોવિસ તત્વો, સ્ત્રીલિંગ, પુલિંગરૂપે પરસ્પર મૈથુન થાય છે, અને અત્યંત આનંદીત થાય છે; તે કારણ માટેજ વૈકુંઠાદિ શેષનાગપર્યંત સર્વ જીવ જાતિ, દેવ, દૈત્ય, સિદ્ધ, ગંધર્વ, મુનિ, યક્ષ, તિર્યક, નાગ, કીટ, પતંગ, સ્થાવર, જંગમ, સર્વ શિવશક્ત્યાત્મક છે. તે

કારણથી તે એકલો રમતો નથી બીજું ઇચ્છે છે, તેજ આત્મા-પતિ અને પત્નિ એમ બે પ્રકારે છે, તે કારણમાટે આત્માથી આનંદ જુદો સંભવતો નથી, માટે આનંદ તેજ બ્રહ્મ છે. એ પ્રમાણે ઋગ્વેદના બીજા આનંદ પદનો સિદ્ધાંત છે.

હવે ઋગ્વેદના મહાવાક્યનું જે ત્રીજું બ્રહ્મ પદ છે તે કહે છે. જે વડે માયાપણુ, ને શેષનાગ પર્યંત સર્વ પ્રપંચ, અન્વયરૂપે પારામાં સૂત્રની માફક છે. જે થકી જગત્ ઓત પ્રોત છે. તેથકીજ ઉંચે, નીચે, મધ્યે, પૂર્ણ, દેશ, કાળ, વસ્તુ સ્વરૂપ, સર્વ પ્રપંચ ગુણ દોષ રહિત, નિર્લેપ, અભેદ્ય, અદાહ્ય. અક્લેદ્ય, અશોષ્ય, સર્વ વસ્તુમાં વ્યાપક, એક, સર્વ વસ્તુ જેને આકાશની માફક સ્પર્શ નથી કરતી, એવી જે સદા શુદ્ધ સ્વચ્છ સ્વરૂપ, સદા પ્રાપ્ત સ્વરૂપ જે થકી સત્ અસત્ સંસાર રજ્જુસર્પની માફક, છીપ રૂપા માફક, સરોવરમાં પીણુ માફક, આકાશ ભ્રમ માફક, એરણપર અનેક ઘાટ ઘડાય છે, એમ મિથ્યા માયા પ્રવર્તે છે. અને જે આકાશ માફક, વ્યાપક, સર્વ પ્રપંચના અંતર્યામીપણાએ છે ને જેની સત્તાથી જગત્ સત્યતા જણાય છે તે બ્રહ્મ છે એ પ્રમાણે ઋગ્વેદના ત્રીજા પદનો નિર્ણય છે.

મંત્રકાંડ, જ્ઞાનકાંડ, અને કર્મકાંડ, એમ ત્રણ પ્રકારના કાંડ જણાય છે. એ વડે પરમાત્મા સત્યપણે જણાય છે. એકહજાર પચિસ બ્રહ્મવાચા છે. વિદ્યા શક્તિયુક્ત, પરાપશ્યતિં, મધ્યમા, વૈખરીરૂપે, અને અવ્યક્ત તથા વ્યક્ત સ્વરૂપે, પ્રકટ કરે છે. પ્રકૃતિના યોગે પરાવાણી અવ્યક્તરૂપે બુદ્ધિરહિત, નાદરહિત, ક્ષરરહિત, કેવળ ચૈતન્ય માત્ર પ્રકાશે છે; તેજ વાણી અંતઃકરણ, ચતુષ્ટયાત્મકથી પુરૂષ સંયોગે ષડજ, ઋષભ, ગાંધાર, મધ્યમ, ધૈવત, નિષાદ,

પંચમરૂપ પરારૂપ છે. પશ્યંતિ–વિચાર, જ્ઞાનમય પરાપ્રજ્ઞા વિચાર, જે રૂપકારી છે, તે વિચારે, પરબ્રહ્મ પ્રાપ્તિ થાય છે, તથા સંસાર ઓલંગે છે. તેજ વાણી નાદમય પુરૂષના સંયોગે, મધ્યમા વાણી નાદમયી થાય છે, નાદરૂપે પ્રકાશે છે. તે નાદ આત્માના સંયોગથી અગ્નિ અને વાયુથી મળીને બાવિસ શ્રુતિરૂપે વાણી પ્રકાશે છે. તેજ પ્રમાણે કહે છે. **शब्द ब्रह्मणि निष्णातः परब्रह्माभि गच्छति** ( શબ્દ બ્રહ્મમાં નિપુણ હોવાથી પરબ્રહ્મને પામે છે ). પરબ્રહ્મપ્રતિપાદકપણા વડે, શબ્દ બ્રહ્મનું સત્યપણું પ્રતિપાદન થાય છે. તે પ્રજ્ઞા વૈખરીવાણી છે. કોઈકને મતે ઇશ્વર વ્યતિરેકે સર્વ કરવાપણું અન્યને સંભવતું નથી, તે વ્યક્તિરિક્તનું જડપણું છે. તેજ પ્રમાણે શ્રુતિ કહેછે કે **सएव जीवोविचारःप्रसूतिप्राणेन घोषेणगुहाप्रविष्टः मनोमयं सूक्ष्ममुपेतिरूपंमात्रा स्वरांवर्ण इतिप्रविष्टः इतिः श्रुतिः** (તે જીવ વિચાર પ્રસુતિ પ્રાણઘોષવડે, ગુહામાં પ્રવેશ કરીને મનોમય સૂક્ષ્મરૂપને પામીને માત્રા સ્વરવર્ણ એ પ્રમાણે પ્રવેશથી થયેલ છે.) ઇશ્વરના પ્રથમ સ્વાસથી નિકળેલ પ્રથમ ૐ કાર છે. તેજ અકારાદિ સોળસ્વર, કકારાદિ પચ્ચિસ, સ્પર્શ, મકારાદિ દશ અનુસવાર, એ પ્રમાણે પ્રથમ બીજરૂપ સહિત, પચાસ વર્ણોવાળી વાણી થઇ છે. ત્યારપછી છંદોમય થઇ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અથર્વણવેદ, એમ ચાર વેદ થયેલ છે. એ સર્વ વેદથી ચૌદ વિદ્યા તથા તેથી પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, અંગમિશ્રિત વેદસ્થાનવિદ્યા, ધર્મ, એમ ચૌદ, ઉપપુરાણ ઇતિહાસ, ઉપવેદ, ધનુર્વેદ, આયુર્વેદ, ગાંધર્વવેદ, મંત્રવેદ શાસ્ત્રો, અનેક પ્રકારે ચૌદ વિદ્યા થઇ છે. તે વિદ્યા બ્રહ્મા ચતુર્મુખે નિરંતર અભ્યાસ કરે છે. ( બોલેછે. )

પૂર્વ મુખે ઋગ્વેદ, ઉત્તર મુખે યજુર્વેદ, પશ્ચિમ મુખે સામવેદ દક્ષિણ મુખે અથર્વવેદ, ઋતંબંધીનિ અંગો, ને નૈયાયિક દર્શન, નીકળ્યું, વેદાંત દર્શન, પશ્ચિમ મુખથી નીકળ્યું. સાંખ્ય, ને પાતાંજળ ઉત્તર મુખથી નિકળ્યું. ષડ્દર્શનમાં ભગવત્ સ્વરૂપ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ, એ પ્રમાણે ચાર પ્રકારે બ્રહ્મ પ્રતિપાદન કરેલ છે. કેટલાક ત્યાં ગુણ વાસુદેવ દેવતા, ઋગ્વેદ વેદ સત્યુગ, બ્રાહ્મણવર્ણ, સાત્વિકગુણ, તપોનિષ્ઠા એ પ્રમાણે નૈયાયિક દર્શન પ્રામાણ્ય, પ્રણવજપ, કેવળ જ્યોતિમય ધ્યાન, સર્વે નિશ્ચય આ બ્રહ્મ છે. એ પ્રમાણે જ્ઞાનનિષ્ઠા ભેદાભેદ નથી. એ પ્રમાણે ઋગ્વેદના બ્રહ્મશબ્દનો નિર્ણય છે. હવે યજુર્વેદના **अहं ब्रह्मास्मि** ( હું બ્રહ્મ છુ ) એ મહા વાક્યનો નિર્ણય કહેવાય છે. તેમાં પ્રથમ **अहं** (હું) શબ્દનો નિર્ણય કહુંછું શ્રુતિમાં કહેછે કે હું જગતનો કર્તા, હું જગતના હર્તા, હું જગત્ સાક્ષી, હું જગતનો પ્રેરક, અને હું જગત્ ભોક્તા છું. મારાથીજ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે, મારામાંજ સર્વ રહેલ છે, અને મારામાંજ સર્વ લય પામે છે. તે બ્રહ્મ હું છું. અને અદ્વય ( બીજો નહીં ) છું. એ પ્રમાણે શ્રુતિ વાક્ય પ્રમાણ છે. **अहं** શબ્દ બ્રહ્મમાં રૂઢ છે. હું સર્વનો પ્રભુછું મારા થકી સર્વ પ્રવર્તે છે, એ ભગવત્વાક્ય પ્રમાણ છે. અથવા **अहं** (હું) જ આગળ હતો બીજુ કાંઈ પણ, સત્, અસત્ નહોતું. પછી પણ જે બાકી રહે છે, તે હું છું. સૃષ્ટિની, આદિ, મધ્ય અને અંત્યમાં નિઃસત્વ પ્રતિપાદન કરેલ છે એમ ભાગવતમાં કહ્યું છે. તે માટે **अहं** ( હું ) શબ્દ વિશેષ જ્ઞાનવડે મારામાં સર્વ આ ઓત પ્રોત પારામાં સૂત્રની માફક છે એમ ઉપનિષદ્ વાક્યથી પ્રમાણ કરેલ છે.

સ્વત:ચૈતન્યથી કેવી રીતે એમ શંકા થયે કહે છે. જ્યાં સ્વત:ચૈતન્ય, સ્વત:પ્રકાશપણું, અને સ્વતંત્રપાણું છે ત્યાંજ અહં (હું) શબ્દ સંભવે છે. અન્ય કોઇ સ્થળે સંભવતો નથી. તેનાથી જુદા સ્થૂળ પ્રત્યક્ષ આદિ સર્વ પદાર્થો જડ છે. તે કારણ માટે મૂળ પ્રકૃતિ તે, આત્મપણું–ચૈતન્ય અભિમાની થાય છે. અને જ્યારે અહં (હું) ઇશ્વર એમ માને છે, ત્યારે અહં (હું) શબ્દ પ્રકૃતિ આરૂઢ થાય છે. તે પ્રકૃતિ, ત્રિગુણી થાય છે ત્યારે અહં શબ્દ ત્રણ ગુણવાળો થાય છે. તેમાં સત્વ ગુણવાળો બ્રહ્મ, વિષ્ણુપદ માન્ય કરે છે. રજો ગુણરૂપ બ્રહ્મ અભિમાન કરે છે, ત્યારે પ્રકૃતિકાર્ય મહતત્વ અભિમાન કરે છે. વાસુદેવરૂપે, મહતત્તત્વ કાર્ય અહંકાર, અભિમાન કરે છે, સંકર્ષણરૂપે, અહંકાર કાર્ય ચિત્ત, અભિમાન કરે છે, પ્રદ્યુમ્નરૂપે, ચિતકાર્ય બુદ્ધિ, અભિમાન કરે છે, અનિરૂદ્ધ રૂપે, બુદ્ધિકાર્ય, અભિમાન કરે છે, ને દેવતાદિરૂપે તેનું કાર્ય તથા શબ્દાદિ વિષય અભિમાન કરે છે. નાદરૂપે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આદિરૂપે તેનું કાર્ય જ્ઞાનેંદ્રિય અભિમાન કરે છે. પ્રવૃત્તિ સ્વરૂપે તેનું કાર્ય કર્મેંદ્રિય અભિમાન કરે છે. ક્રિયારૂપે તે સત્ અસતરૂપ જગત સ્થાવર, જંગમ, કીટ, પતંગ, અંડજ, સ્વેદજ, જરાયુજ ઉદ્ભિજ, સમસ્ત જંતુની ચોરાશીલાખ યોનિ, પૃથક્‌પૃથક્‌પણાને પામે છે. સ્વભાવવડે જગત્ અભિમાન થાય છે. તે સત્ બ્રહ્મરૂપ થાય છે. બ્રહ્મથી જુદું ચૈતન્ય સંભવતુ નથી, કારણ કે સર્વ પ્રપંચનું જડપણું છે, તેથી અંદરનું અભિમાન સંભવતું નથી. તેના અભિમાનમાં નિત્યપણું કેવી રીતે સંભવે છે! અચ્યુત હું છું, અનંત હું છું, ગોવિંદ હું છુ, હુંજ હરિ છું, આનંદ હું છું, અશેષ હું છું, અજ હું છું, અમૃત હું છું,

નિત્ય હું છું, નિર્વિકાર હું છું, અને નિરંજન પણ હું છું ઇત્યાદિ વિશેષણો પરમાત્મા ઇત્યાદિ વાક્યવડે અહં શબ્દ પ્રમાણભૂત છે. જેવી રીતે ઇશ્વર અભિમાન સંભવતું નથી તેવી રીતે કર્તા, દ્રષ્ટા, જ્ઞાતા, ભોક્તા એ પ્રમાણે પણ સંભવતું નથી, કારણ કે જડપણું પ્રાપ્ત છે તથા અભિમાન ક્યાંહી પણ સંભવતું નથી; જેમ મૃતક ન્યાયવડે સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા કહેવાય છે તેમ. તેમાં ચાર વેદ પ્રમાણ છે માટે અહં શબ્દ બ્રહ્મ વાચક છે. અહં શબ્દથી માયા, ઉપાધિ રહિત અવ્યક્ત સ્વરૂપ અહં અભિમાન થાય છે, અને અંતઃકરણ વ્યક્તિ કરે છે. પરા પશ્યન્તિ, મધ્યમા વૈખરીરૂપે પ્રગટ કરે છે. અહં શબ્દ નિર્ણયથી પરમાત્મા વિશેષવડે કહે છે. ત્યાં પ્રકૃતિ વાદિના મતમાં અહં શબ્દ બ્રહ્મમાં સંભવતો નથી; કેમકે નિર્ગુણ શબ્દને ગુણપણું કહેવું, તે પરસ્પર વિરોધ આવે છે. ત્યાં અહંકાર શબ્દમાં બ્રહ્મ ન સંભવે. અહં શબ્દમાં અભિમાન લક્ષણ મોક્ષ બાધક રૂપને કેવી રીતે અહં શબ્દ વડે બ્રહ્મ સંભવે? એ પ્રમાણે એક શંકા છે. હવે બીજી શંકાએ છે જે, બ્રહ્મ એક ને પ્રપંચ અનેક તે કેવી રીતે પૃથક પૃથક અભિમાન સંભવે! જેમ અનંત ઘટમાં અનંત જીવો સંભવે છે તેમ. કેટલાક આચાર્યોના મતમાં એ સત્ય પણું સાવધાન એમ સાંભળ્યુ છે. જ્યારે બ્રહ્મમાં અભિમાન નથી, માટે જ્યાં ચૈતન્ય ત્યાંજ અભિમાનપણું સંભવે છે. અહિંઆં બ્રહ્મ ચૈતન્ય સ્વરૂપ છે માટે અહં શબ્દ વાચ્ય બ્રહ્મજ સંભવે છે બીજે ક્યાંહી પણ સંભવે નહીં. એ પ્રમાણે શંકા દૂર થઈ. બીજી શંકા દૂર કરે છે—બ્રહ્મ તે એક છે, અને પ્રપંચ તે અનેક છે, તો કેવી રીતે જુદું જુદું અભિમાન સંભવે છે! ઉત્તર—બ્રહ્મ તે એક છે તેમાં—દ્રષ્ટાંત કહે છે,

જેમ સૂર્ય એક અને ચક્ષુ અનેક છે તેને પ્રકાશ કરે છે, જેમ અગ્નિ એક છે, અને ઉપાધિથી અનેકો ઉષ્ણ કરે છે. જેમ એક ચન્દ્રની જ્યોત્સના અનેક છે, જેમ મૃત્તિકા એક છે અને તેના ઘટાદિ અનેક છે. સૂર્ય એક છે. અને તેનાં કિરણ અનેક છે. અગ્નિ એક છે, અને તેના તણખા અનેક છે. સમુદ્ર એક અને તેના તરંગ બહુ છે અને પરપોટા તો અનેક છે. તેમ એકજ બ્રહ્મ માયામય અનેક પ્રપંચ તથા અનેક અભિમાન ઉઠાવે છે. દેહાભિમાન ઉત્પાદક તે પરમાત્મા અહં શબ્દ વાચ્ય છે તથા તે અનંત શક્તિ અહંકાર સ્વરૂપે પ્રપંચ તેની પાછળ વર્ત્તે છે. તેને સૃજીને તેજ તેની અંદર પ્રવેશ કરે છે એમ શ્રુતિમાં કહ્યું છે. વળી સર્વ આ જે કાંઈ છે, તે નિશ્ચે બ્રહ્મ છે એમ પણ શ્રુતિમાં કહ્યુ છે. એ પ્રમાણે પૂર્વે જે શંકા હતી તે દૂર કરી. એ રીતે યજુર્વેદના અહં એ શબ્દનો નિર્ણય થયો.

હવે યજુર્વેદના મહાવાક્યના બીજા **બ્રહ્મ** શબ્દનો નિર્ણય કરાય છે. બૃહત્પણું હોવાથી બ્રહ્મ છે ( સર્વથી મોટો ) તે વડે બ્રહ્મ શબ્દથી બૃહત્ અસ્થૂલરૂપ પરમહંસ તે વ્યાપક સ્વરૂપ પૂર્ણ સર્વમાં વ્યાપક સ્થૂલ ણાદિ ગુણે રહિત દેશ કાલથી અપરિમિત ( અમાપ ) મર્યાદા રહિત આકાશાદિ તત્વાદિ જે પૂરણ કરવા વડે આકાશ પૂર્ણ છે, જે પૂર્ણપણા વડે જળ પૂર્ણ છે, જેના પૂર્ણપણાથી તેજની પૂર્ણતા છે, એ પ્રમાણે આકાશાદિ પ્રપંચનો આધાર ભૂત મોટાપણાથી બ્રહ્મ એમ કહેવાય છે. સર્વનો આધાર અને પોતે નિરાધાર એમ શ્રુતિ કહે છે. જેમ વૃક્ષની છાયામાં વૃક્ષની સત્યતા છે, તેમ ઈશ્વરની સત્તા ભાસ માત્રમાં જગતનું સત્યપણું જણાય છે. અનંત કોટી બ્રહ્માંડનો પ્રં-

કાશ કરનાર, અનંત કોટી બ્રહ્માંડ પ્રેરક, અને અનંત કોટી બ્રહ્માંડની અંદર વર્તતાં છતાં તે નિર્લેપ છે. વળી અત્યંત સુક્ષ્મથી સુક્ષ્મતર સુક્ષ્મ એમ શ્રુતિમાં કહ્યું છે. અહિંઆં કેવળ અનુભવ પ્રમાણે સ્વપ્રકાશ રૂપ પોતે ચૈતન્ય સ્વરૂપે આકાશ માફક અખંડ, ઉંચે, નીચે, પડખે, મર્યાદા રહિત પૂર્ણ બ્રહ્મ, કેવળ મોક્ષ સ્વરૂપ હાથીમાં અને મચ્છરમાં સરખો છે. એ વડેજ સર્વ લોક છે એમ શ્રુતિમાં કહ્યુ છે. એમ અનેક પ્રકારે બ્રહ્મ શબ્દ, અખંડ, અનંત, સ્વરૂપ વાચક બ્રહ્મ શબ્દે, પરમાત્મા વિશેષ રૂપે જણાય છે. એ રીતે યજુર્વેદના મહાવાકયમાં બ્રહ્મ શબ્દ છે તેનો નિર્ણય થયો.

હવે યજુર્વેદના મહાવાકયના ત્રીજા **અસ્મિ** શબ્દનો નિર્ણય કરાય છે. **અસ્મિ** શબ્દે યુષ્મત અસ્મત્ પ્રત્યય ગોચરના સ્વરૂપની મધ્યમાં અસ્મત્ પ્રત્યય ગોચર સ્વરૂપ **અસ્મિ** શબ્દ જણાય છે. અસ્મતમાં અપ્રયુજયમાને પણ **અસ્મિ** પ્રત્યય થાય છે. **અસ્મિ** શબ્દઅહં પ્રત્યય છે. તેથી હું કોણ એ પ્રમાણે વિચારે છે. અહં શબ્દ આત્મ (પોતે) વાચક છે. તેમાં યુષ્મત્ પ્રત્યય ગોચર પ્રકૃતિ વાચક પરસ્મૈપદ અસ્મિ શબ્દે જણાય છે, તે પરામર્શ વિચારથી અહંબ્રહ્મ ( હું બ્રહ્મ ) છું, અપર કહેતાં બીજી પ્રકૃતિ છે. અસ્મિ પદે અપર પ્રકૃતિ સ્વરૂપને નિરૂપણ કરાય છે, તો પર અને અપરનો પરસ્પર વિરોધ થાય છે. બ્રહ્મ ચૈતન્ય છે અને પ્રપંચતો જડ છે; તો જડ ચૈતન્યનું એકપણું સંભવે નહીં બ્રહ્મ ચૈતન્ય અભિમાની પ્રમાણે પ્રકાશાભિમાની છવિશમો મહાવિષ્ણુ મહાગુહ્ય, મહાવિર છે એમ શ્રુતિમાં કહ્યું છે. છવિસમો કેવી રીતે એમ શંકા થયે કહે છે. પાંચ કર્મેંદ્રિય, પાંચ મહાભૂત પાંચ તન્માત્રા, તથા વિષય, અંતઃકરણ ચતુષ્ટય,

અભિમાન સંજ્ઞક, સત્વ, રજ, તમ, એમ ત્રણ ગુણ રૂપ, તથા મૂળ પ્રકૃતિ સમસ્ત સ્વરુપ, એ પ્રમાણે થાય છે. ત્યાં મૂળ પ્રકૃતિ બ્રહ્મ, ને બ્રહ્મ વિષય વડે નિત્ય ચૈતન્ય સ્વરુપ માયા, પરસ્પર જોડાય છે. કૂટસ્થ ( એરણની માફક ) સર્વ જોડાયેલ વાણી મન ગોચરાતીત એમ શ્રુતિ કહે છે. ત્યાં દ્રષ્ટાંત કહે છે. જેમ દુધમાં ઘી, કાષ્ટમાં અગ્નિ, તલમાં તેલ પૃથ્વીમાં ગંધ, જલમાં રસ, વાયુમાં સ્પર્શ, આકાશમાં શબ્દ, તેમ પ્રકૃતિ અને પુરૂષ બેનો અન્યોઅન્ય અનાદિ સંબંધ છે તે કહે છે. બ્રહ્મ અક્રિય, અસંગ, નિર્લેપ મોક્ષ સ્વરુપ, એમ કહ્યો છે. ચૈતન્ય પોતે અબંધ સ્વરુપ, સ્વપ્રકાશ સ્વરુપ, અને માયા તો જડ સ્વરુપ, અચૈતન્ય સ્વરુપ; જેમ માટીના પીંડાથી પોતાની મેળે કાંઈ પણ ક્રિયા સંભવતી નથી, તેમ માયા વડે અચૈતન્યથી આત્મ ક્રિયા સંભવતી નથી; આ વિકારાપણાથી. એ પ્રમાણે પૂર્વોક્ત શંકા દૂર કરી. અસ્મિ શબ્દ વડે અંતર્બ્યાવર્તિ શોધનમાં હેતુભૂત સાક્ષાત્કાર અપરોક્ષ જ્ઞાન સાધન અસ્મિ શબ્દ વડે કહ્યું છે. ત્યાં પુરુષ સંયોગથી પ્રકૃતિ ચૈતન્ય આત્મપણાવડે કર્તા થાય છે, તેથી પ્રકૃતિની ક્રિયા સંભવે છે. અને વૈકારિકી ( વિકારવાળી ) સંભવે છે. તેમાં દ્રષ્ટાંત કહે છે કે સૂર્ય, અને અગ્નિની માફક. સૂર્ય સ્થાનમાં બ્રહ્મ, અને અગ્નિ સ્થાનમાં મૂળ પ્રકૃતિ છે. અગ્નિ સ્થાને કાર્ય સમસ્ત કેવી રીતે એમ શંકા થતાં કહે છે કે, અગ્નિ અને પાત્ર માફક, ચુંબક અને લોહ માફક અંધ પંગુન્યાયે કરીને, પ્રકૃતિ પુરૂષના સંયોગવડે ક્રિયાની ઉત્પત્તિ થાય છે. એક જ્ઞાનમાં અનેક પ્રકારનું જ્ઞાન મૂળ છે. ત્યારેજ અનેક ચેષ્ટા થાય છે. બંધ, મોક્ષ, સ્વર્ગ, નર્ક, પાપ, પુણ્ય, મૂર્ખપણું, પંડિતપણું, વિકારવડે બ્રહ્માદિથી માંડીને

કીડી પર્યંત, જાનિ સ્વભાવ જુદા જુદા છે. પરમાત્મા એકજ છે. તેના શોધન માટે દુધ, પાણી, એક કરીને તેનું સાધન કરણુ પરમહંસ માર્ગ નિરૂપણુ કરાય છે. તેમાં એક પરમાર્થિક જ્ઞાન અને એક વ્યવહારિક જ્ઞાન છે, તેના શોધનમાં હેતુ અસ્મિ શબ્દ વાક્ય પ્રમાણુ છે. પૂર્વે કહેલ પચ્ચિશ તત્વનું બ્રહ્મ સ્વરુપપણું નિરાકરણુ કર્યું પૂર્વે છવિસમો બ્રહ્મ પ્રતિ પાદન કરવા યોગ્ય છે. તેમાં પ્રથમ કર્મેન્દ્રિય વૃત્તિ શોધન કરાય છે. કર્મેંદ્રિયો બ્રહ્મ સંભવે નહીં કારણુ કે કર્મેંદ્રિય વૃત્તિ ભેદ છે; તેથી કેવી રીતે વૃત્તિ ભેદ છે તે કહે છે– વાણી વડે બોલાવાની ક્રિયા થાય છે, હાથ વડે દેવા લેવાની, ને ખાવા પીવાની ક્રિયા થાય છે. પગ વડે ગમન ક્રિયા થાય છે, ગુદાથી મળત્યાગ ક્રિયા થાય છે, શિશ્નથી મૂત્ર ત્યાગ, સ્ત્રી પુરુષની આનંદ ક્રિયા થાય છે. એ પ્રમાણે ક્રિયાવાન કર્મેન્દ્રિય બ્રહ્મ સંભવે નહિં. ત્યારે હવે જો જ્ઞાનેન્દ્રિય બ્રહ્મ કહે તો તે પણુ સંભવે નહીં; કારણુ કે તે જ્ઞાનેન્દ્રિયોનો પણુ વૃત્તિભેદ છે; તેથી જ્ઞાનેન્દ્રિયો બ્રહ્મ સંભવે નહીં. શ્રોત્ર વડે શબ્દ ગ્રહણુ કરે છે, ચક્ષુ વડે રુપ ગ્રહણુ કરે છે, જીવ્હા વડે રસ ગ્રહણુ કરે છે, ત્વચા સ્પર્શ ગ્રહણુ કરે છે, એ પ્રમાણે જ્ઞાનેન્દ્રિઓ એક એક વિષયને ગ્રહણુ કરે છે. અલ્પજ્ઞાનથી તથા જડપણાથી જે શબ્દ ગ્રહણુ કરે છે, તે સ્પર્શ ગ્રહણુ કરતી નથી. જે સ્પર્શ ગ્રહણુ કરે છે તે રૂપ ગ્રહણુ કરતી નથી, જે રૂપ ગ્રહણુ કરે છે તે રસગ્રહણ કરતી નથી, જે રસગ્રહણ કરે છે, તે ગંધ ગ્રહણુ કરતી નથી, એક એક જ્ઞાનઇંદ્રિયને અનેક તત્વજ્ઞાન ઉત્પન્ન થવા પણું નથી; અને બ્રહ્મતો સર્વજ્ઞ, સર્વેશ્વર, સર્વ નિત્ય, સર્વ ઇંદ્રિય અને ગુણુના દૃષ્ટા સર્વ

પ્રત્યય સાક્ષી છે એ શ્રુતિમાં કહ્યું છે, માટે જ્ઞાનેન્દ્રિયોનું બ્રહ્મપણું સંભવતું નથી. ત્યારે શું બ્રહ્મને દેહપણું સંભવે છે? એમ કહેતાં તે પણ સંભવે નહીં; કારણ કે દેહતો ૭ વિકારવાન છે; ઉત્પન્ન થાય છે, વધે છે, પકવ થાય છે, પરિણામ પામે છે, અને નાશ થાય છે; એ ૭ વિકાર છે. તેમજ શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, માન, અપમાન બ્રાહ્મણાદિ, કીટ, પતંગ, મચ્છર પર્યંત સર્વે સ્થૂલ સૂક્ષ્મ દેહના ધર્મો ૭ વિકારવાળા છે, એમ શ્રુતિમાં કહ્યું છે. અજ્ઞાની જીવ જેમ દેહની કુમાર, યૌવન, વૃદ્ધ, અવસ્થાને પોતાની માને છે, તેમ જ્ઞાની માનતા નથી અને મોહ પામતા નથી, એ રીતે ભગવત વાક્યનું પ્રમાણ છે. બ્રહ્મ આતો, શુદ્ધ, બુદ્ધ, નિત્યમુક્ત, અખંડ, આનંદ, એકરસ, ને ૭ વિકાર રહિત છે. તે પ્રમાણે બીજું પણ ભગવત વાક્ય છે કે આત્મા, બ્રહ્મ, કદિ પણ જન્મતો નથી, મરતો નથી, થયો નથી, તેમ થવાનો પણ નથી: જન્મથી રહિત, નિત્ય, સાસ્વત, પુરાણો, જૂનો છે—અને તે શરીરના હણવાથી હણાતો નથી, એ પ્રમાણે સર્વવ્યાપક અખંડ સ્વરૂપ છે. જેમ સમુદ્ર ફીણ, પરપોટા, ને તરંગ રૂપે જણાય છે, તેમ સત્તા માત્રથી બ્રહ્માદિ, કિટ પતંગ સર્વે દેહોમાં ઉદય છે, ને દેહ ત્યાં અસ્ત થાય છે; તે કારણ માટે સ્થૂલ દેહ આત્મા ન થાય. શંકરાચાર્યે કહેલ છે કે, શરીર આ અહીં, માયા; આત્મા અપેક્ષાએ કોશ—આત્મા જડપ્રાય; તેનો ઉત્પત્તિ પહેલાં ને પછી અભાવ જણાય છે. ત્યારે પ્રાણ આત્મા છે, એમ જો કહે તો તે પણ સંભવે નહીં. પ્રાણ તો વાયુ છે, ભૂખ, તરસ, શ્વાસોશ્વાસ, ક્રિયાવાળો ને પાંચ પ્રકારનો છે. અપાન, અધોગત મળ ત્યાગ કરે છે; સમાન અન પાનાદિક પાચન કરે છે; પ્રાણ, કામ, ક્રોધ, લોભ,

મોક્ષ, ઉત્પાદક છે; ઉદાન સ્વાસોશ્વાસ, ૨૧૬૦૦ કરે છે; વ્યાન, ધાવન, (દોડવું) ઉભા થવું, પ્રસરણ આદિ સર્વ ઇન્દ્રિયોની વૃત્તિને કરે છે; અને આત્માતો અચલ, અખંડ, અક્રિય, અજ, નિત્ય, શાસ્વત, સર્વ પ્રાણાદિ વાયુવૃત્તિ ઉત્પાદક, શ્વાસોશ્વાસ રહિત ને તેનો પ્રવર્તક છે.

તે પ્રમાણે શંકરાચાર્ય પણ કહે છે કે, પ્રાણમય કોશ વાયુ વિશેષ છે. વાયુ શરીરવાળો ને નાશવાન છે. માટે તે આત્મા કેમ થાય! ભૂખ, તરશની પીડા યુક્ત; તે કારણ માટે પ્રાણ આત્મા નથી. ત્યારે મન આત્મા છે, એમ કહે તો તે પણ બને નહીં. મન તે તો બ્રહ્મ નથી. એમ શ્રુતિ કહે છે. મન તો સંકલ્પ વિકલ્પાત્મક છે. આ કહીશ, હું કહીશ, આ બ્રાહ્મણ, આ ક્ષત્રિય, આ વૈશ્ય આ શૂદ્ર, એમ અનેક સંકલ્પવાન હોવાથી સ્વર્ગ, નર્ક, બંધ, મોક્ષ કલ્પના, જાળથી ગુંથાયેલ મન, અનેક રુપો કલ્પે છે. મન સર્વ ઇંદ્રિયોનું ક્ષોભ કરનારૂં, કામાદિક ઉત્પન્ન કરનારૂં, અજીતેંદ્રિય પણાનું નિમિત, તપક્ષય, કરનાર, અત્યંત ચપળરૂપ કમળપત્ર જળ માફક, જેમ વાયુનો સ્પર્શ થવાથી પીંપળાનું પાન ચપળ છે તેમ હૃદય કમળમાં અત્યંત ચંચળ રહે છે. ચંદ્રમા મનથી ઉત્પન્ન થયો. એ રિતે શ્રુતિ કહે છે. અને આત્મા તો અચળ—અક્ષોભ રુપ, સર્વવ્યાપક, સર્વ ક્રિયા રહિત, સર્વ દેશ, કાળ, વસ્તુ, પરિપૂર્ણ, ચૈતન્ય માત્ર છે. આત્મા નિત્ય મુક્ત છે. મન તો નિત્ય બંધ છે. તે પ્રમાણે શંકરાચાર્ય પણ કહે છે કે, જે સંકલ્પ—વિકલ્પ વડે અણુ પરિમાણ, નિરિંદ્રિય, વિભુ, તે કેવી રીતે આત્મા થાય? વિકાર શીલ નિવૃત્તિ ભેદને કહેલ છે, તે કારણ માટે મન તે આત્મા ન થાય.

ત્યારે જો બુદ્ધિ આત્મા છે, એમ કહે તો તે પણ બને તેમ નથી; કારણ કે બુદ્ધિતો જીવરૂપ દેવદત્તનું વિજ્ઞાન છે. **विज्ञान मानंदं ब्रह्मोतिश्रुतेः** ( વિજ્ઞાન આનંદ તે બ્રહ્મ એમ શ્રુતિનું કહેવું છે ). અને તે વિજ્ઞાન તો દેશથી નાશવાન, કાળથી નાશવાન છે; જે જોયેલ સાંભળેલ છે, તેને કલ્પે છે. નહિં જોયેલ નહિં સાંભળેલ જ્ઞાન નથી; વળી બુદ્ધિતો ત્રણ ગુણ વાળી છે. સાત્વિક બુદ્ધિનું દેવો ઉપાસન કરે છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એમ ચાર પ્રકારની સિદ્ધિ માટે સાત્વિકી બુદ્ધિ પ્રવર્ત્તે છે. રાજસીબુદ્ધિ વિષય ભેદથી નિવર્ત થાય છે. પુષ્પ, ચંદન, વનિતાદિ વિષયોને કરે છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ વિષયો છે. સવિલાસ બુદ્ધિ રાજસી છે. તામસીબુદ્ધિ, નિંદ્રા, આલસ્ય, મૈથુન, આદિ ધર્મમાં પ્રવર્તે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ, શોક વિષાદમાં પ્રવર્તમાન, પરસ્પર વૈર બુદ્ધિ, અત્યંત મૂઢ, વિવેક શૂન્ય, તામસી બુદ્ધિ છે, તે કારણ માટે આત્મા પોતે ચૈતન્ય પ્રકાશ સ્વરૂપ, જ્ઞાનાનંદમય સર્વ પ્રપંચ ક્રિયા રહિત, તુર્યવસ્થા માત્ર રહે છે. દેશ, કાલ, વસ્તુથી અપરિછિન્ન (નાશ રહિત ) સર્વ પ્રપંચ જ્ઞાન ઉત્પાદક સ્વરૂપ, સર્વે વિષય પ્રકાશ કારણ તે પરમાત્મા છે. ઇંદ્રિયોપર કહી, ઇંદ્રિયોથી મનપર છે; મનથી પર બુદ્ધિ છે, અને બુદ્ધિથી પર તે પરમાત્મા છે; એમ ભગવત વચન પ્રમાણ છે. તેથી બુદ્ધિ તે આત્મા નથી. અહંકાર પણ આત્મા નથી. અહંકારને તો અહંતા મમતા છે. જેમ હું, તું, તારૂં, મારૂં. બહુ પ્રકારે અનેક જીવયોનિ શરીર લક્ષણ, તેનું જ્ઞાન, સ્વભાવ, અભિમાન બહું પ્રકારે જણાય છે. હું સુખી, હું દુઃખી, હું દુબળો, હું જાડો, આ મુંગો, આ જડ, હું પંડિત, હું મૂર્ખ, હું રાજા, હું નોકર, હું શ્રોત્રિય હું

બ્રાહ્મણ, હું ક્ષત્રિય, હું વૈસ્ય, હું શૂદ્ર, હું ઇશ્વર, હું દરિદ્ર, ઇત્યાદિ સંકલ્પ વિકલ્પ હજારો વર્તિ કરે છે. મારી સ્ત્રી, મારો પુત્ર, મારૂં ધન, મારૂં ક્ષેત્ર ઇત્યાદિ યુષ્મત પ્રત્યયવડે અનેક પ્રકાર બ્રહ્માદિ, કીટ, પતંગ, પર્યંત અનેક ભેદ કલ્પના કરે છે, તે કારણ માટે આત્મા સ્વજાતિ સ્વગત પરગત ભેદ રહિત એકજ અદ્વિતીય બ્રહ્મ છે. બીજું કંઇ છેજ નહીં. એમ શ્રુતિ પ્રમાણથી આત્મા બ્રહ્માદી કીટ પર્યંત જગત્ સમગ્ર પ્રાણીમાત્રના અંતર્યામિપણા વડે રહે છે, તેથી અહંકાર આત્મા નથી. ચિત્ત આત્મા કહે તો તે પણ બને નહીં. ચિત્તને તો ચૈતન્ય જ્ઞાન થાય છે. કદાચિત ઉદય કરે છે, કદચિત અસ્ત પામે છે. જે જાગ્રત અવસ્થામાં જ્ઞાન તે સ્વપ્નાવસ્થામાં નથી, જે સ્વપ્નાવસ્થામાં જ્ઞાન તે સુષુપ્તિ અવસ્થામાં નથી. અન્યોન્ય ય જ્ઞાનનું વિલક્ષણ પણું અવસ્થા ભેદે છે, તે માટે ચિત્ત જ્ઞાન વિરૂદ્ધ છે; તેથી તે દેશ, કાળ, વસ્તુ, પરિચ્છિન્ન જ્ઞાન, એક રસ સ્વરૂપ છે; માટે આત્મા અખંડ જ્ઞાન, અવસ્થા ત્રણનો સાક્ષિ, કાલ ત્રણ અને લિંગ ત્રણના સાક્ષિપણા વડે રહે છે; માટે સર્વજ્ઞ પણું, ઇશ્વર પણું, સર્વ નિયંતાપણું, ને સર્વ કર્ત્તાપણું, તે ઇશ્વર કૂટસ્થ, સર્વ જોડાયેલ વાણીથી, મનથી, અગોચર છે એમ શ્રુતિમાં કહેલ છે, તેથી ચિત્ત આત્મા નથી. ત્યારે મૂળ પ્રકૃતિ આત્મા છે, એમ કહે તો તે પણ બને એમ નથી. મૂળ પ્રકૃતિતો અનાદિ સીદ્ધ છે; કેમકે સુક્ષ્મ હોવાથી, અચળપણાથી, અખંડ પણાથી, સર્વ બ્યાપક પણાથી, નીર્લેપપણાથી, સંયોગપણાથી, સત્તામાં અનેક બ્રહ્માંડને દેખાડે છે. તે માયા ચોવીસ તત્વોના કારણ રૂપ, સ્વસ્વરૂપે અવિકારી, ત્રણ ગુણ કારણ, સર્વે વિષય ગોચર, સર્વ કાર્યના ભિન્નપણા વડે રહેલ

છે, તેથી માયા જોકે શુદ્ધ છે તોપણ તેમાં દોષ ત્રણ આરોપણ કરાય છે. કાર્યથી કારણનું અનુમાન થાય છે. જેનું કાર્ય જડ તેનું કારણ પણ જડ છે. જેમ બીજ તેવું ફળ. કડવાબીજનું કડવું ફળ. જેવી શેરડી તેવી સાકર સ્વાદિષ્ટ છે; તે કારણ માટે પ્રકૃતિ કાર્ય પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, ઇંદ્રિય, અંતઃકરણ ચતુષ્ટય, ત્રણ ગુણ એ સર્વેનું જડ પણું જણાય છે. જેનું કાર્ય જડ તેનું કારણ પણ જડ છે. માટે જેનું કારણ જડ તેનું કાર્ય પણ જડ છે. પ્રસંગથી અન્યથા અર્થ વિરૂદ્ધ પ્રથમ દોષ જડ પણું, બીજો દોષ વિકારી પણું, અને ત્રીજો દોષ ગુણ પણું, એ રીતે ગુણ દોષ ત્રણ આરોપણ કરાય છે. સત્વ, રજ, અને, તમ, એમ પ્રકૃતિના ગુણો છે. દૈવી, એ પ્રકૃતિ ત્રણ ગુણવાળી, જે મારી માયા, તે તરવી દુષ્કર છે એમ ભગવત વાક્ય એમાં પ્રમાણ છે. તેથી માયા ગુણમયી છે એમ સિદ્ધાંત થાય છે ;તે કારણ માટે બ્રહ્મને વિષેનો અપ્રકૃતિ પણું છે એમ શ્રુતિમાં કહ્યું છે. તે આત્મા અવિકારી, સ્થૂલાદિગુણ રહિત, સચ્ચિદાનંદ સ્વરુપ, આદિત્ય વર્ણ, તમ થકી પર છે, એમ શ્રુતિમાં કહે છે. માટે પરમાત્મા સાક્ષાત્કાર સર્વ પ્રપંચ પરોક્ષ સ્વરૂપ સ્વયં અપરોક્ષ છે, જેમ સૂર્ય સ્વપ્રકાશને કરે છે તેમ બ્રહ્મ સ્વપ્રકાશજ સર્વેમાં રહેલ છે. બ્રહ્મ સ્વતઃ ચૈતન્ય, એ પ્રમાણે લક્ષણવૃત્તિ સાધન કારણ અસ્મિ શબ્દ નિર્ણય છે. જેથી પંચ કર્મેંદ્રિયો પંચ મહાભૂતો, પંચ તન્માત્રા, અંતઃકરણ ચતુષ્ટય, ત્રણ ગુણ મૂળ પ્રકૃતિ ઇત્યાદિ સર્વે પ્રપંચ કાર્ય અને કારણાત્મક તથા અસત્ રૂપ કારણ તથા સદ્રુપ કાર્ય છે. તે કારણ માટે આત્મા સત્ અસત્થી પર જાણવો **सदसत्परमिति श्रुतेः** ( સત, અસત્થી પર છે એમ શ્રુતિનું કહેવું છે. )

માટે જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ આદિ અવસ્થા ત્રણના સાક્ષિપણે રહે છે. શાથી કે સ્વપ્રકાશપણાથી અને સ્વતઃચૈતન્યથી સત્વાદિ ગુણ રહિતથી છે તેથી. સર્વ પ્રપંચ અન્વય વ્યતિરેકપણે રહેલ છે; માટે સર્વે ઇન્દ્રિયો અને ગુણનો દ્રષ્ટા સર્વ પ્રત્યય લક્ષણ છે, એમ શ્રુતિમાં કહેલ છે-બ્રહ્મ સત્તા માત્રે રહેલ છે. સમસ્ત વિષય, ગોચર છે, તેથી આત્મા જ્ઞાનગમ્ય પુરાતન છે, એમ શ્રુતિમાં કહ્યું છે; માટે સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીર આત્મા નથી. સ્થૂલ દેહ, વિશ્વાભિમાની બ્રહ્મા દેવતા, સ્થુલ ભોગ, જાગ્રત અવસ્થા, વૈખરી વાણી, વિરાટ શરીર, પંચભૂતાત્મક છે. પૃથ્વી, જળ, અગ્ની, વાયુ, આકાશ, એ પાંચ ભૂત છે. વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો, શ્રોત્ર, ત્વક, ચક્ષુ, જીહ્વા અને ધ્રાણ, એ પાંચ જ્ઞાનેન્દ્રિયો, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ પાંચ તન્માત્રા, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, એ ચાર અંતઃકરણ, સત્વ, રજ, અને તમ, એ ત્રણ ગુણ, અગ્નિ, ઇન્દ્ર, વિસ્નુ, પ્રજાપતિ, મિત્રાવરૂણ, એઓ કર્મેન્દ્રિયોના અધિપતિ દેવતા છે. દિશા, વાયુ, સૂર્ય, વરૂણ અને અશ્વિનિકુમાર એ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયોના અધિપતિ દેવતા છે. વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ પ્રમાણે ચિત્તાદિ અંતઃકરણના અધિપતિ દેવો છે. કાલ, કર્મ, સ્વભાવ, જીવ, રૂપ, એમ સર્વે જેમ છે તેમ જાગ્રત અવસ્થા કહેવાય છે. પ્રાણ—અપાન—વ્યાન—ઉદાન—સમાન, નાગ કર્મ—કૃકલ, દેવદત્ત, ધનંજય એ પ્રમાણે સર્વે કાલ સત્તા જણાય છે. કાલ, નાડીનો અધિપતિ. નાડી સંખ્યા ૩૨૦૦૦ (બત્રીસ હજાર) ચર્મનાડી, શોણિતનાડી, શુક્રનાડી, અસ્થિનાડી, મજ્જાનાડી, ઇત્યાદિ. કાલ સત્તા ઉત્પન્ન થાય છે અને લય થાય છે.

કર્મ સૂત્ર, પાપ પુણ્ય, સુખ દુઃખ ઇત્યાદિને સૃજે છે. જીવ, ઇંન્દ્રિયોનો અધિપતિ, અચેતન પદાર્થ ને ચેતન કર્ત્તા, એ પ્રમાણે જાગ્રત અવસ્થાનો નિર્ણય છે.

હવે સ્વપ્ન અવસ્થાનો નિર્ણય કરાય છે. પાંચ પ્રાણાદિ વાયુ, દશ ઇંન્દ્રિયોની વૃતિયો, પાંચ વિષય, અંતઃકરણ ચાર, તેના દેવતા ચાર, કાળ, કર્મ, સ્વભાવ, એ પ્રમાણે એકત્વ જ્યારે થાય છે ત્યારે લિંગ શરીર કહેવાય છે. હિરણ્યગર્ભ તેજોમય છે. તેજોમય છે તે અમૃતમય છે. એ પ્રમાણે શ્રુતિનું કહેવું છે. હવે સ્વપ્નાવસ્થા નિર્ણય કહેવાય છે. તેજસ અભિમાની વિષ્ણુ દેવતા, સત્વગુણ, વાસનામય ભોગ, સ્વપ્નાવસ્થામાં મધ્યમા વાણી, સૂર્ય, ત્યાં આત્મા, એ પ્રમાણે સ્વપ્નાવસ્થા નિર્ણય છે. હવે સુષુપ્તિ અવસ્થા નિર્ણય કહેવાય છે. સુષુપ્તિ અવસ્થામાં એ કારણ સ્વરૂપી પ્રજ્ઞાભિમાની ઇશ્વર દેવતા, આનંદ ભોગ, પશ્યંતી વાણી, તમો ગુણ, એ પ્રમાણે સુષુપ્તિ અવસ્થાનો નિર્ણય છે. હવે તુર્ય અવસ્થા નિર્ણય કહેવાય છે. તુર્યા અવસ્થામાં બ્રહ્મ સ્વરૂપી કેવળ ચૈતન્ય માત્ર સર્વ ઉપાધિ વિનિર્મુક્ત સાક્ષિ માત્ર રહે છે. જેમ સૂર્ય પ્રકાશ કરે છે તે સત્તા માત્ર વડે લોકોની ચેષ્ટા વર્ત્તે છે, તેમ ઇશ્વિરની સત્તા માત્રે જગત્ ચેષ્ટા કરે છે. જેમ અગ્નિના સંયોગથી પાત્રનું ઉષ્ણપણું થાય છે, જેમ ચુંબકની સત્તામાત્રથી લોહ ચલાયમાન થાય છે, તેમ સમસ્ત પ્રપંચનું ચૈતન્યપણું થાય છે. એ પ્રમાણે પિંડ બ્રહ્માંડ શોધન માટે અસ્મિશબ્દ વડે ઉત્પતિ કહી છે. એ પ્રમાણે પરબ્રહ્મ અને માયાના સંયોગથી પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરીરૂપે મુખથી પ્રકટ થાય છે. દર્શન, મીમાંસા, યજુર્વેદ, એ પ્રમાણે અસ્મિ શબ્દનો નિર્ણય છે. એ પ્રમાણે છઠ્ઠો સિદ્ધાંત છે.

હવે સામવેદના મહાવાક્યનો નિર્ણય કહેવાય છે.

સામવેદ વાક્યમાં તત્ પદ, ત્વંપદ અને અસિપદ છે. તેના તત્પદ વડે ઇશ્વર, ત્વંપદ વડે જીવ, અને અસિપદ વડે બ્રહ્મ કહેવાય છે. તેમાં જીવ અને ઇશ્વરનો ઉપાધિથી ભેદ છે. બ્રહ્મમાં ભેદ નથી. જો બ્રહ્મમાંજ ઉપાધિ ભેદ માનેતો શ્રુતિ વિરૂદ્ધ અર્થ થશે. કેમકે શ્રુતિમાં કહ્યુ છે કે એકજ અદ્વિતિય બ્રહ્મ, બીજું કાંઇ પણ નાના નથી. સત્ય ઉપાધિ ભેદમાં કલ્પિત છે. જીવપણામાં અને ઇશ્વિરપણામાં બ્રહ્મ ઉપાધિ કલ્પનામાં દ્વૈત એમ ઉપાધિક છે. એક અને અનેક વસ્તુ વૃતિના અંતથી એકજ ઉપાધિથી તે છે. તો તે કઇ ઉપાધિ એમ જીજ્ઞાસા થતાં અનાદિ અવિદ્યા સ્વરૂપ, ઉપાધિ છે. તે જીવ તથા ઇશ્વરના આશ્રય વડે તેના વિષયજ છે. જેમ વૃક્ષ અને છાંયા, જેમ ઘરમાં અંધકાર, સમુદ્ર અને ફીણ. આકાશમાં અન્ય રહે છે, તેમ બ્રહ્મ સત્તામાં માયા કલ્પિત છે. કૃષ્ણ ભગવાન કહે છે કે મારી દૈવી એ જે ગુણમયી માયા તે તરી શકાય નહીં તેવી છે. તે માયાને જે તરે છે તે મનેજ પામે છે. એ પ્રમાણે ઉપનિષદ્‌માં પણ છે કે, અજા કહેતાં માયા તે એક રજો ગુણ, તમો ગુણ, અને સત્વ ગુણ વાળી બહુ પ્રજાને સૃજી ઉત્પન્ન કરીને તેજ રૂપ થઇ છે. એક અજ જીવમાયાની સાથે જોડાનાર તેમાં લીન થાય અને બીજો ઇશ્વર મુક્ત એના ભોગનો ત્યાગ કરીને અજરૂપ છે એમ તૈતિરેય આરણ્યમાં છે; તથા ઋગ્વેદમાં પણ કહ્યું છે કે જે યજન કરવાવાળા છે તેને જાણતા નથી કેમકે તેઓને અંતર છે; જેમ ધૂમાડા વડે અગ્નિ વિંટાએલ છે, તેવું તે છે; અને નાહક તેઓ બકવાદ કરે છે; અને સારી રીતે તૃપ્ત થઇએ છીએ

એમ કહીને આચરે છે. જે યજન કર્મ કરનાર તે યથાર્થ બ્રહ્મને જાણતા નથી. એ પ્રમાણે શિવ શક્તિયે યુક્ત છે, એમ પ્રતિપાદન કરવાથી તથા પ્રકૃતિ અને પુરૂષ એ બેને અનાદિ જાણ, એમ ભગવત વાક્યથી પ્રકૃતિ અને પુરૂષ નું પ્રતિપાદન છે. તેમજ વેદાંતમાં પણ અનાદિ અવિદ્યા કહી છે, તેથી દ્વૈતાપત્તિ દોષ આવવાથી અદ્વૈત થાય નહીં. એ સત્ય બ્રહ્મ અદ્વૈતજ અવિકારી, સ્વપ્રકાશ સ્વરૂપ પોતે ચૈતન્ય સ્વરૂપ, અખંડ દંડાયમાન, વ્યાપક દેશથી, કાળથી, વસ્તુરૂપ, નિચે, ઉંચે, પડખે, અનંત તે પરમાત્મા એકજ. તે ઉપાધિ ભેદ વડે, જીવ, ઇશ્વર, બ્રહ્મ એમ ત્રણ પ્રકારે છે. ત્યાં માયા ત્રણ પ્રકારની થઈ છે. અવિદ્યા માયા, જીવ આશ્રિત માયા, અને ઇશ્વર આશ્રિત માયા, ચિત્ત શક્તિતો અર્ધ માત્રાને વિષે નિત્યે રહેલ છે. જે વિશેષથી બ્રહ્મને અનુસરનારી છે, એમ સપ્તસતીનું પ્રમાણ હોવાથી તે માયા બ્રહ્મ સત્તા માત્રે ચેતન થાય છે. કેવી રીતે કે જેમ અગ્નિની સત્તા માત્ર વડે પાત્રમાં જેમ ઉષ્ણપણું છે. જેમ સૂર્ય કાન્ત મણીમાં સૂર્યનાં કીરણ પડવાથી અગ્નિ પ્રયોજન વિના ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મ સત્તામાં માયાનું વિકારી પણું છે. તે વિકાર માયા અને અવિદ્યા એમ બે છે. તેમાં માયા પ્રતિબિંબ ચૈતન્ય ઇશ્વર કહેવાય છે. માયા ઇશ્વર સ્વઆશ્રય વડે અમોહિની છે, અને અવિદ્યા જીવને મોહ કરનારી છે. માયા પ્રતિબિંબ ચૈતન્ય ઇશ્વર છે. જેનું સર્વજ્ઞપણું સર્વેશ્વરપણું અને સર્વ સંહારકપણું છે. તથા સર્વ પ્રકાશપણું, સર્વ પ્રેરકપણું, તે ઇશ્વર અણિમાદિ અષ્ટસિદ્ધિ આપનાર તેનું નામ વિષ્ણુ એ પ્રમાણે છે. સત્વગુણ પ્રધાન તેનાં રૂપ ત્રણ બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર છે. તેમાં જગત્ત ઉ-

ત્પત્તિનું કારણુ તે બ્રહ્મા, રજોગુણ પ્રતિબિંબ ચૈતન્ય ક્રિયા શક્તિ સ્વરૂપે જગત ઉત્પન્ન કરે છે. તેનું વિષ્ણુ સ્વરૂપ, તત્ પદ પ્રથમ અંશ બ્રહ્મા અને બીજો અંશ વિષ્ણુ છે. તે જગપ્રતિપાલક સત્વગુણ, પ્રતિબિંબ ચૈતન્ય, વિષ્ણુ છે. ઇચ્છાશક્તિ સ્વરૂપ વડે તે વૈકુંઠાધિપતિ છે તેના અંશો અવતારો મત્સ્ય, કૂર્મ, આદિ છે. તે અવતારો શા માટે થાય છે, એમ શંકા થયે તેનો ઉત્તર ભગવત્ વાકયથી કહે છે હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ, થાય છે, અને અધર્મ વધે છે, ત્યારે હું આત્માને સૃજું છું. સાંભળેલી એવી અનંત શક્તિરૂપ વડે યુગપત્સ્થાવર જંગમનો પ્રતિપાલક થાય છે. એ પ્રમાણે તત્પદનો બીજો અંશ છે. હવે તત્પદનો ત્રીજો અંશ રૂદ્ર કહેવાય છે. તમો ગુણ પ્રતિબિંબત ચૈતન્ય ઇશ્વર એમ કહેવાય છે. કાળ શક્તિ સ્વરૂપે સ્થાવર જંગમાત્મક જગતનો પ્રલય કરે છે, ભૈરવ આદિ અવતાર વડે અનંત કાલાત્મક થાય છે. **नमस्ते रुद्रमन्यवे** ( રૂદ્રને અન્ય જે અમે તેના નમસ્કાર છે ) એ પ્રમાણે શ્રુતિ કહે છે. એ રીતે તત્પદનો ત્રીજો અંશ છે. તત્પદ માયા શબળ બ્રહ્મ છે. માટે માયા બ્રહ્મા તથા શક્તિ એમ બેયને નિરૂપણ કરે છે. માયા પ્રતિબિંબિત ચૈતન્ય ઇશ્વર એમ કહેવાય છે. તે ઇશ્વરનો પ્રકાશ કરોડો સૂર્યના પ્રકાશના સમૂહને મળતો કાંઇક છે એમ શ્રુતિ કહે છે. માટે તે વિરાટ અધિપતિ, મોક્ષાધિપતિ, જ્ઞાનાધિપતી, મહતત્વાધિપતિ, વિરાટ અધિપતિ, સર્વ જાણનાર, મનનો પણ વિશેષ જાણનાર છે. એમ જાણવું. તેમાં નિત્યપણું તથા અલુપ્તશક્તિ અનંતશક્તિ અને વિભુ છે એમ જાણીને છ મહેશ્વરના અંગો બાહુ આદિ છે. તે માટે શ્રુતિ કહે છે કે તે પુરૂષને હજાર માથાં, હજાર

આંખ, હજાર પગ, વિગેરે છે. વૈકુંઠનાથ લોકોને સૃજે છે, કરોળિઆની જાળ માફક જગત્ ઉત્પત્તિ થાય છે, જગત્ ઉપાદાન સ્વરૂપે સૃજેછે, પાલન કરેછે, અને સંહારે છે. યોગ માયા રૂઢછે. તે ઇશ્વરના અંશ ત્રણ, તે બ્રહ્મા—વીષ્ણુ અને રૂદ્ર છે. તેજ વૈકુંઠાધિપતિ, વિષ્ણુ આદિ પુરૂષોત્તમ નામ, સત્વ ગુણાત્મક છે. તેનોજ રજો ગુણાત્મક બ્રહ્મા, સત્યલોકાધિપતિ વિષ્ણુ, તેનોજ તમો ગુણાત્મક રૂદ્ર, કૈલાસાધિપતિ છે. માટે કારણોપાધિ ઇશ્વિર કહેવાય છે. એ પ્રમાણે સામવેદના તત્પદની વિશેષ વ્યાખ્યા છે, સંક્ષેપે વેદાંત શાસ્ત્રે તત્પદ સ્વરૂપ કહેલ છે. એમ સામવેદનો તત્પદ નામે સાતમો સિદ્ધાંત છે.

હવે ત્વંપદ વાક્યનો નિર્ણય કહેવાય છે. કાર્ય ઉપાધિ ચૈતન્ય આ જીવ છે, અને કારણ ઉપાધિ ચૈતન્ય ઇશ્વિર એમ શ્રુતિમાં કહ્યું છે. તેમાં કાર્ય ઉપાધિ ચૈતન્ય જીવ શબ્દ વાચ્ય છે, એમ કહેવાય છે. તે જીવ અવિદ્યા શક્તિ પ્રધાન છે. તે અવિદ્યાનાં પાંચ રૂપ કહ્યાં છે. તમ, તામિશ્ર, અંધતામિશ્ર, મોહ, અને માહામોહ, એ પ્રમાણે પાંચ પર્વા અવિદ્યા છે. શિશુ અવસ્થા, કુમાર અવસ્થા, યુવાવસ્થા, તરૂણ અવસ્થા, અને વૃદ્ધાવસ્થા એમ પાંચ અવસ્થા છે. એ પાંચ અવસ્થામાં જે જ્ઞાન તે અવિદ્યા સ્વરૂપ પરમાર્થ રહિત છે. શિશુ અવસ્થામાં કાંઈ પણ જાણતો નથી, કેવળ સ્તનપાન કરે છે, અથવા રૂદન કરે છે. સુખાદિકને જાણતો નથી, સ્ત્રી ભોગને જાણતો નથી, કેવળ ચેષ્ટામાત્ર કરે છે, એ પ્રમાણે તમોગુણ વિદ્યાની શિશુ અવસ્થા વડે વ્યક્તિ થાય છે તે સંમતા અવિદ્યા છે. કુમાર અવસ્થામાં તામિસ્ત્ર વિદ્યા કાંઇક દેહાભિમાન કરે છે. જેમ મારો દેહ, મારી માતા, મારો પિતા, મારૂં દુઃખ, મારૂં સુખ એમ કાંઈક જણાય છે.

પરમાર્થ રહિત, કેવળ દેહાભિમાન કરે-છે. દેહાભિમાન માત્ર થાય છે. તે કૌમાર અવસ્થા સંબંધિની અવિદ્યા તેજ તામિસ્ત્ર જ્ઞાન. તેનું લક્ષણ એ પ્રમાણે છે. તામિસ્ત્ર તેનું લક્ષણ અવિદ્યા અંશ છે. યૌવન અવસ્થામાં અંધતામિસ્ત્ર જ્ઞાન તેનું લક્ષણ એકે દેહાભિમાન માત્ર કરે છે. અમે સુંદર છીએ, અમે યુવાવસ્થાવાળા છીએ, ત્યાં કામોદ્દભવ કરે છે. અહંતા, મમતા કરે છે. જેમ મારી મા, મારો બાપ, મારી સ્ત્રી, મારો ભાઇ, મારી બેન એ પ્રમાણે અનેક પ્રકારે કામોદ્ભવ કરે છે. અને પોતાની સ્ત્રી તથા પારકી સ્ત્રીને જાણતો નથી, પોતાનું ધન પારકું ધન જાણતો નથી. તેઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એ પાંચ વિષયથી પિડાએલ અત્યંત દુઃખ પામે છે; માટે અંધતામિસ્ત્ર તેનું નાંમ છે. પરમાર્થ રહિત કેવળ અવિદ્યારૂપ તેજ અંધતામિસ્ત્ર છે. હવે મોહ લક્ષણવાળી અવિદ્યા કેવળ દેહાભિમાન કરે છે. મારૂં ધન, મારા પુત્રો, મારી સ્ત્રી, મારૂં ક્ષેત્ર, હું શ્રોત્રિય હું બ્રાહ્મણ, અમે ક્ષત્રિયો, વૈસ્યો, શૂદ્રો, એમ અનેક પ્રકારથી સંકલ્પ વિકલ્પ જાળમાં પડે છે. અત્યંત મોહ ભ્રાંતિ થાય છે તે મોહ સ્વરૂપ અવિદ્યાનું નામ છે. વૃદ્ધ અવસ્થામાં મહા મોહ પ્રાપ્ત થાય છે. તે મહા મોહનું લક્ષણ એવું છે કે અત્યંત દેહાભિમાન થાય છે. પુત્ર, પૌત્ર, ક્ષેત્રાદિમાં અત્યંત મમતા થાય છે. જેમ મારા ચાકર આદિ, મારા દેશો, મારા મિત્ર, મારૂં ગોત્ર, મારી સ્વજાતિ વિજાતિ એમ સ્વ-પરમાં અત્યંત ભેદ વૃત્તિ થાય છે. અત્યંત જાડપણુ અધિકપણામાં પણ મોહજ આ રક્ષણ કરવા યોગ્ય છે, એ પ્રમાણે દેહાભિમાન સ્વરૂપ, હું જાડો, હું પાતળો, હું મુંગો, હું બેહેરો ઇત્યાદિ અભિમાન ગ્રસ્ત થાય છે. તે અભિમાન રૂપ મહા મોહ

અવિદ્યા પૃથક જણાય છે. સ્વભાવ જ્ઞાનથી કેવલ પરમાર્થ રહિત દેહાભિમાન માત્ર ઉત્પન્ન થાય છે. એ જ્ઞાન મહામોહ અવિદ્યા લક્ષણ છે. મહત્ત અવિદ્યા, પરિચ્છિન્ન ચૈતન્ય જીવ શબ્દવાચ્ય કહ્યો છે. ત્યાં કાર્ય કારણ એકપણાથી પ્રપંચ અધિષ્ઠિત ચૈતન્ય પ્રવર્ત્તે છે. ત્યાં કિંચિતકાર્ય કારણ કહે છે. કારણ તો એક છે, અને કાર્ય અનેક છે. તેમાં દૃષ્ટાંત કહે છે–જેમ મૃત્તિકા એક અને ઘડાદિ અનેક છે સુવર્ણ એક અને ઘરેણાં અનેક છે; ચન્દ્રમા એક અને જ્યોતન્સા અનેક; પૃથ્વી એક અને ગંધ અનેક; સૂર્ય એક અને કિરણો અનેક; જળ એક અને રસ અનેક; વૃક્ષ એક અને ડાળાં અનેક; કપાસ એક અને વસ્ત્રો અનેક પ્રકારનાં; એ પ્રમાણે કારણ એક અને કાર્ય અનેક. કારણ તે મૂળ પ્રકૃતિ એકજ જગત્ કારણ ભૂત ગુણ સામ્ય એવી પ્રકૃતિ એમ કપિલ મતથી આઠમો સિદ્ધાંત છે. તે પ્રકૃતિ ત્રણ પ્રકારની થાય છે, સાત્વિકી, રાજસી અને તામસી. તે પ્રકૃતિ બ્રહ્મ આશ્રિત છે. પરમાત્મા આશ્રિત માયા, સ્થિતિ કારણ છે એમ શ્રુતિ કહે છે. તે માયા જગત્ કારણ હેતુ છે. પ્રકૃતિનું કાર્ય મહતતત્વ, મહતતત્વનું કાર્ય અહંકાર, અહંકારનું કાર્ય મન, મનનું કાર્ય બુદ્ધિ, બુદ્ધિનું કાર્ય શબ્દાદિ વિષયો, શબ્દકાર્ય આકાશ, આકાશ કાર્ય વાયુ, વાયુનું કાર્ય અગ્નિ, અગ્નિનું કાર્ય જલ, જલકાર્ય પૃથ્વી, પૃથ્વી વડે ઔષધી, વનસ્પતિયો, ઔષધિ વનસ્પતિથી ફળ તથા અન્ન, અન્નનું કાર્ય રસ, તથા રસનું કાર્ય વિર્ય, વિર્યનું કાર્ય સપ્ત ધાતુઓ તેનાં નામ–રૂધિર, માંસાદિ નાડીઓ, ચામડી, માંસ, મેદ, હાડકાં મજ્જા, અને શુક્ર ( વિર્ય ) એમ સાત ધાતુઓ, અને એ ધાતુઓનું કાર્ય શરીર છે. એ ધાતુઓ વડે સર્વ જીવ

શરીરને આમ્નાય છે. એ પ્રમાણે કર્મકારણાત્મક વિશ્વ, સંસાર, પ્રપંચાદિ શબ્દથી નિરૂપણુ થાય છે એ રીતે તત્ત્વ અર્થ નિર્ણય છે. હવે જીવ નિર્ણય કહેવાય છે–પ્રથમકોશ બ્રહ્મ, બીજો કોશ માયા, ત્રીજો કોશ ગુણ ત્રણ, ચોથો કોશ વિષ્ણુ, પાંચમો કોશ ઈશ્વર, છઠો કોશ રૂદ્ર, સાતમો કોશ સનકાદિચાર, આઠમો કોશ પૃથ્વીદાસાદિ, નવમો કોશ સ્વયંભુઆદિ, દશમો કોશ કસ્યપાદિ, અગીયારમો કોશ સરસ્વતી, ત્યારપછી દેવ, દૈત્ય, ગાંધર્વ, સીદ્ધ, યક્ષ, રાક્ષસ, ગુહ્યક, કીન્નર, મનુષ્ય, પશુ, પક્ષિ, મૃગાદિ, નાગો, નદિયો, પર્વતો, વૃક્ષાદિ સર્વ સ્થાવર જંગમ ચોરાશીલાખ જીવ જંતુઓ, ખેચર, ભૂચરો, સપ્ત પાતાલમાં રહેનારા, પૃથ્વી આદિ સપ્ત લોકમાં વિચરનારા, અસંખ્ય જીવ યોનિયો, અનેક પ્રકારનાં આકારો, લક્ષણકાર્ય, સ્વરૂપ એમ છે. તે એ કાર્યાશ્રિત ચૈતન્ય જીવ શબ્દવાચ્ય કહેવાય છે. પૃથક પૃથક અભિમાન લક્ષણ કહેવાય છે. જેમ ઘડાના ભેદથી આકાશભેદ અનેક પ્રકારે ઘટાકાશ મઠાકાશ આદિ છે, અને મહાકાશતો એકજ છે. જેમ અગ્નિ એક અને તેના તણખા અનેક, જેમ સૂર્ય એક ને જળમાં પ્રતિબિંબ અનેક પ્રકારે, તેમ ઉપાધિભેદથી જીવ અનંત છે. આ રીતથી ત્વંપદ તથા તત્પદનું વિલક્ષણપણું છે. ઉપાધિભેદથી એમ છે. વસ્તુથી એકજ વસ્તુ ચૈતન્ય સર્વત્ર વ્યાપક છે. એ પ્રમાણે ત્વંપદ શોધન છે. સંક્ષેપથી એ માટે તત્પદ, ત્વંપદ, અને અસિપદનો પરસ્પર ભેદ કહ્યો છે. સામવેદના ત્વંપદ વિશેષણ નામે નવમો સિદ્ધાંત થયો.

હવે જીવ, અને ઇશ્વરનો વિભાગ કહેવાય છે–શ્રુતિ કહે છે. કે એકજ અદ્વિતિય બ્રહ્મ છે. આ નાના બીજું કાં-

જ છે જ નહીં. વિરૂધાર્થે સત્યપદ ત્રણ કહે છે. તત્વમસિ એ સામવેદ વાક્ય છે. તેના ત્રણ પદ કહે છે. તત્વમસિ એ પદ ત્રણનું વ્યાખ્યાન કરાય છે. પદ ત્રણથી વસ્તુ ત્રણ કહી નથી, પણ એકજ વસ્તુ, જીવ, ઇશ્વર, બ્રહ્મ એમ બુદ્ધિ ભેદથી છે. કાર્ય ઉપાધિબિંબ ચૈતન્યને જીવ શબ્દ કહ્યો, કારણ ઉપાધિ પ્રતિબિંબત ચૈતન્યને ઇશ્વર શબ્દવાચ્ય કહ્યા છે, કાર્ય કારણ રહિત ચિત્સ્વરૂપ અખંડ દંડાયમાન બ્રહ્મ અસિ પદ વાચ્ય છે, માટે અસિપદથી બ્રહ્મ કહ્યો છે. તે બ્રહ્મ સ્વરૂપથી પરિપૂર્ણ છે. માયાદિ શેષ પ્રપંચ વિનિંમુક્ત ગુણ દોષ રહિત કેવળ સત્તા માત્ર અસિપદથી પરબ્રહ્મ ચિદાનંદ સ્વરૂપ કહેલ છે. તે બ્રહ્મ આકાશાદિ સમસ્ત પ્રચંચનો સાક્ષિ ભૂત જીવ ઇશ્વરનો નિયંતા, માયા અને અવિદ્યાનો પ્રવર્ત્તક, કાલ, કર્મ, સ્વભાવ ઉપાદાન સ્વરૂપ જે સત્તામાત્રથી સર્વ પ્રપંચના અંતસ્વર્તિપણાથી પ્રકાશે છે, શ્રુતિ કહે છે કે સર્વ તરફ, હાથ, પગ, માથું, આંખ, મુખ, કાન, એમ સર્વલોકમાં વીંટાઇને રહેલ છે, તે બ્રહ્મ છે. માટે સર્વત્ર વ્યાપકપણું ત્યાં કહ્યું છે. સ્વતઃપ્રકાશપણું, સ્વતઃચૈતન્યપણું, સ્વતંત્રપણું, પોતાની મેળે જાણવાપણું, પોતાની મેળે પ્રતિપાલનપણું, સ્વતઃસંહારપણું છે તે પરમાત્મા એમ કહેવાય છે. શ્રુતિ કહે છે કે, વિશેષ વડે પ્રકૃતિથી તે પર છે. આદિત્ય વર્ણ અંધકારથી પર છે. માટે તે પરમાત્મા સમસ્ત વિષય ગોચર અત્યંત સૂક્ષ્મથી સૂક્ષ્મ તર છે. દૂરથી દૂર તર છે. શ્રુતિ કહે છે કે જે થકી વાણી તેને ન પામીને મન સહ વર્તમાન પાછી વળે છે. અંતઃકરણથી ત્વંપદ, તત્પદ, અને અસિપદ આદિથી જીવ, ઇશ્વર અને બ્રહ્મ છે. બ્રહ્મનું સત્યપણું પ્રતિપાદન થાય છે. ઉપાધિ ભેદથી ત્રણ પ્રકારે કહેલ

છે. જીવો ઉપાધિ ભેદથી અનંત છે. કાર્ય ઉપાધિરૂપ ચૈતન્ય અધિષ્ઠિત સુખ–દુઃખ, પાપ–પુણ્ય, સ્વર્ગ–નર્ક, બંધ, મોક્ષ, જ્ઞાન, અજ્ઞાન, અનેક યોનિમાં સંસરણ કરે છે તથા ઓળંધે છે. લિંગશરીર સ્થૂલ શરીર અભિમાની તે જીવાત્મા પંચકોશાભિમાની અથવા તેઓ પંચકોશો થાય છે, માટે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય આનંદમય એમ છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય આનંદમય એ પાંચ કોશના એક એક અંતર્ભાક છે. વિવેકથી, પ્રકાશથી પ્રકાશિત આત્મા એમ શંકરાચાર્યે કહેલ છે. એ પંચકોશવેષ્ટિત ચૈતન્ય આત્મા તે જીવ શબ્દવાચ્ય જીવ કરે છે. એ પ્રમાણે જીવ શબ્દની વાચ્યતા છે. હવે જીવ વિશેષો કેવળ ઉપાધિ માત્ર ભિન્ન છે. વસ્તુથી ભેદ નથી. વસ્તુ ગતથી એક ચૈતન્ય છે. જેમ ઘટાકાશ, મઠાકાશ, મહદાકાશ, આદિમાફક ત્યાં અંશ એકજ, તેવી રીતે જીવ ઈશ્વર બ્રહ્મ એમ એકજ વસ્તુ છે. જે ઇશ્વર કર્ત્તા પાલક સંહર્ત્તા, સર્વ મોક્ષ આપનાર નિયંતા સર્વ જીવોના કર્મ ફલદાતા તે ઇશ્વર તે વૈકુંઠનાથ, અનંતકોટી બ્રહ્માંડ વિગ્રહ તપથી સત્યલોકના અધિષ્ટાતા થઇને રહ્યા છે. સાધુના રક્ષણ માટે, દુષ્કૃત કરનારના નાશને માટે અને ધર્મ સંસ્થાપનને અર્થે યુગ યુગ પ્રત્યે હું થાઉં છું. એમ શ્રી ભગવત વાક્ય છે. તે ઇશ્વર નિર્વિશેષ કાર્ય ઉપાધિ આ જીવ છે, કારણ ઉપાધિ ઇશ્વર કાર્ય અને કારણપણાને ત્યાગીને પૂર્ણ બોધ (જ્ઞાન) બાકી રહે છે એમ શંકરાર્ય ભાષ્ય પ્રમાણ છે. જેમ ઘડો ભાંગવાથી આકાશનો ભંગ થતો નથી, તેમ અવિદ્યા નિવૃત્તિ મોક્ષ. તે વિદ્યા વિલાસ નિવૃત્તિ મોક્ષ. આનંદ પ્રામી તે મોક્ષ. અથવા જ્ઞાનનો કૈવલ્ય તે મોક્ષ એમ શ્રુતિ કહે છે.

આકાશ શરીર બ્રહ્મ છે. માટે તે બ્રહ્મ ત્વં અસિઃ સામજ્ઞ વાક્યના તે પદત્રય વ્યાખ્યાન પ્રકારથી જીવ, ઈશ્વર, બ્રહ્મ નિર્ણય નામે દશમો સિદ્ધાંત થયો.

હવે પ્રકારાંતરથી **તત્વમસિ** એ વાક્યનું વ્યાખ્યાન કરાય છે–**તત્વમસિ** એ પ્રકારની શ્રુતિ છે. તત્ શબ્દથી પૂર્વ પરામર્શ છે. અને ત્વં શબ્દથી અપર પરામર્શ છે. તે પરસ્પર વિરૂદ્ધ છે. તે જે બ્રહ્મ પર્વ પરામૃષ્ટ, એકજ, અદ્વિતીય બ્રહ્મ, નામરૂપ વિવર્જિત બ્રહ્મ, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ આદિત્ય વર્ણ, તમથી પર છે, એમ ભગવત વચન છે. સમસ્ત પ્રપંચનો સાક્ષિ ભૂત કેવળ તુર્યાવસ્થા માત્ર પ્રતિ રહેલ છે, તે પરમાત્મા જીવ થતો નથી. કેમકે અનંત શક્તિમય, અનંત પ્રકાશમય, અનંત સુખમય, અનંત આનંદમય, અનંત કોટિ બ્રહ્માંડ આધાર ભૂત, અનંત કોટી બ્રહ્માંડ પ્રકાશ પણું, નીચે, ઉંચે, મધ્યે જેનો અંત નથી તે અનંત કહેવાય છે. **ॐ खं ब्रह्मेति उपासीत्** ( ઓં આકાશ બ્રહ્મ છે એમ ઉપાસીએ ) એમ શ્રુતિ છે. માટે જીવ વિકલ્પ, ઇશ્વર વિકલ્પ, બ્રહ્મ વિકલ્પ એ રીતના વિકલ્પ ત્રણ રહિત કેવળ સાક્ષાત્કાર સ્વરૂપ તે પરમાત્મા તત્પદ વડે વિશેષિત છે એ પ્રમાણે તત્પદાર્થ.

હવે ત્વંપદનું વ્યાખ્યાન કરાય છે–ત્વંપદ અપરપર છે, અપરમાયા રૂપ છે. તે માયા બ્રહ્મ આશ્રિત બ્રહ્મ વિષય છે.* તે માયા ત્વંપદ વાચ્ય છે. ત્વંપદ વાચ્ય માયા વેષ્ટિત ચૈતન્ય સ્વરૂપ, ત્રણ પૃથક પૃથક છે. વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ; સ્થૂળ, સૂક્ષ્મ

---

* જેમ કરોળીઓ અને જાળ, જેમ ઘરમાં અંધકાર, વૃક્ષ છાયા છે; તેમ માયા બ્રહ્મ આશ્રિત બ્રહ્મ વિષય છે.

કારણાત્મક; સત્વ, રજસ, તમ; બ્રહ્મા વિષ્ણુ, રૂદ્ર; જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ; શ્વેત, પીત, કૃષ્ણ, વિરાટ, હિરણ્ય ગર્ભ, કારણ; એ આખ્યાન કરેલ ત્રણ પ્રકારની માયા, ચેષ્ટિત સ્વરૂપથી વડ વૃક્ષ માફક, જલમાં જલશય માફક છે, માટે એકજ માયા અનંત પચીશ તત્વાત્મક સ્વરૂપ, પચીશ તત્વો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ મહાભૂત, પાંચ વિષયો, અંતઃકરણ ચાર, મૂળ પ્રકૃતિ ઇત્યાદિ સમસ્ત ત્વંપદ વાચ્ય વિશેષ છે. છવિશમો મહા વિષ્ણુ છે. એમ શ્રુતિમાં કહ્યું છે. માટે તત્પદથી બ્રહ્મ, ત્વંપદથી માયા, અસિપદથી જીવ, શબ્દ બ્રહ્મ છે. માટે સામવેદ પૂર્વ પક્ષ તથા ઉત્તર પક્ષ છે. પૂર્વ પક્ષ જીવ ઇશ્વર બ્રહ્મ નિર્ણયથી એકજ તે બ્રહ્મનું ત્રણ પ્રકારે નિરૂપણ થાય છે. ઉપાધિ ભેદે વિશ્વ તૈજસ પ્રાજ્ઞ છે. વિશ્વ વિશ્વાશ્રિત, તેજસ ઇશ્વરાશ્રિત, પ્રાજ્ઞ બ્રહ્મ આશ્રિત છે. બ્રહ્માંશ ઇશ્વિર, ઇશ્વિરાંશ જીવ છે. સ્મૃતિમાં કહ્યું છે કે મારો અંશ જીવ લોકમાં સનાતન જીવ થયો છે. માટે તત્ પદ, ત્વંપદ, અને અસિપદનું સત્યપણું પ્રતિપાદન થાય છે. ઉપાધિ ભેદ માત્ર નિરૂપણ થાય છે. વસ્તુગત એકજ અદ્વિતિય એકજ ભૂતાત્મા સર્વ પ્રાણીમાં રહેલ છે. એક પ્રકારે તથા અનેક પ્રકારે જલ ચંદ્રવત જણાય છે એમ સ્મૃતિમાં કહ્યું છે. પૂર્વ પક્ષમાં દ્રષ્ટાંત સિદ્ધાંતના તત્વમસિ વાક્યના અર્થ રૂપ છે. હવે ઉત્તર પક્ષમાં દ્રકદ્રષ્ટ પદાર્થ નિર્ણય કહેવાય છે. દ્રષ્ટ બ્રહ્મ એકજ છે. શ્રુતિમાં કહ્યું છે કે એકજ દેવ સર્વ પ્રાણીના અંતર આત્મા છે. ત્યાં દ્રષ્ટાંત કહે છે. રવિ લોક ચેષ્ટા નિમિત્ત જેમ, તેમ તે પરમાત્મા શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવ, નિર્ગુણ, સર્વ પ્રપંચ, રહિત કેવળ આકાશ માફક વ્યાપક; શબ્દ ગુણ આકાશનો; શબ્દ બ્રહ્મ કહેવાય છે

એમ સાંભળયું છે, માટે તે પરમાત્મા સ્વતઃચૈતન્ય સ્વપ્રકાશ જીવ વિકલ્પ બેય રહિત, ઇશ્વર વિકલ્પ બેય રહિત છે. કેમકે વ્યાપક હોવાથી જ્યાં વ્યાપકપણું ત્યાં વિકલ્પ સંભવતો નથી; અનંત શક્તિમયપણાથી એમ છે, માટે બ્રહ્મ, દ્રષ્ટા, અને માયા, દ્રશ્ય, અદ્રશ્ય પદાર્થ કિંચિત પ્રત્યય આદિ સમસ્ત પ્રપંચ કાર્ય કારણાત્મક, છે. એ પ્રમાણે દ્રષ્ટાદ્રશ્ય વિવેકાદિ અગિયારમો સિદ્ધાંત.

હવે તત્પદ વાચ્ય કહે છે—તત્પદથી બ્રહ્મ, ત્વંપદથી માયા, અને અસિપદથી ઇશ્વર શ્વેત કેતુ પદથી પરમહંસ, એમ પરમહંસ પારિવ્રાજકાચાર્ય મત વડે તે પરમાત્મા સત્તામાત્રે પરાપશ્યંતિ મધ્યમા અને વૈખરી રૂપે બ્રહ્મના પશ્ચિમ મુખ વડે કહેવાય છે. કાંડ ત્રણ, મંત્રકાંડ જ્ઞાનકાંડ, કર્મકાંડ એમ સામવેદ વાક્ય નિરૂપણ છે, સામવેદ વાક્યના પદ ત્રણના વ્યાખ્યાનનો નિર્ણય નામે બારમો સિદ્ધાંત છે.

હવે અથર્વણ વેદ સંબંધી વાક્યાર્થ નિર્ણય સંક્ષેપથી કહેવાય છે. **અય માત્મા બ્રહ્મ** એમ શ્રુતિ છે; અયં શબ્દ પ્રત્યભિજ્ઞાન વચન છે. તે આ દેવદત્ત છે એની માફક સૃષ્ટિની પૂર્વ, સૃષ્ટિની મધ્યે, અને સૃષ્ટિની અંતે તે આ આત્મા એમ પ્રસિદ્ધજ છે. પરાસૃષ્ટિ કેહેતાં પ્રત્યક્ષ વચન ઇદં શબ્દથી નિત્યપણું પ્રતિપાદન થાય છે. જેમ અનંત ઘડો લુગડાનો જોનાર લુગડાથી જુદો છે સર્વથા ઘડો નથી, એ જેમ દેહદ્રષ્ટિથી છે, તેમ જીવ પણ દેહનો દ્રષ્ટા છે. વાક્ય વૃત્તિમાં તે પ્રમાણે સમસ્ત પ્રપંચોનો દ્રષ્ટા જુદો છે. પૃથક સ્વરૂપ સાક્ષિ રહે છે. કેવી રીતે એમ શંકા થયે કહે છે કે જેમ સૂર્ય પોતાના પ્રકાશ વડે જગતને પ્રકાશ કરે છે, તેમ

ઇશ્વર પોતાના પ્રકાશ વડે માયાને પ્રકાશે છે. પરસ્પર અનાદિ સંબંધથી તે પરમાત્મા મૂળ પ્રકૃતિનો સાક્ષિ રૂપ, અહંકારનો સાક્ષિરૂપ, આકાશ, વાયુ, પૃથ્વી, આદિનો સાક્ષિરૂપ, શ્રોત્ર, ત્વક ચક્ષુ, જીવ્હા, ઘ્રાણ, ઈત્યાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોનો સાક્ષિરૂપ વાણી, હાથ, પગ, શિશ્ન, અને ગુદા, એ પાંચ કર્મેન્દ્રિયોનો સાક્ષિરૂપ, જાગ્રત-સ્વપ્ન, સુષુપ્તિ, અવસ્થા ત્રણનો સાક્ષિરૂપ, સત્વ રજ, તમ ગુણ ત્રણનો સાક્ષિરૂપ, અંડજ, સ્વેદજ, જરાયુજ, ઉદ્ભિજ આદિ ચારનો સાક્ષિરૂપ, બ્રહ્મ. વિષ્ણુ રૂદ્રાદિ શેષનાગ પર્યંત સર્વે અનેક પ્રકારની યોનિમાં જુદા જુદા જાતિ સ્વભાવ રૂપથી રહે છે. તે અભિન્ન પરમાત્મા સ્વરૂપ અનંતકોટી બ્રહ્માંડ પ્રકાશક ચિન્માત્ર રહે છે. તે અયં શબ્દ વાચ્ય પરમાત્મા બ્રહ્મ એમ જે ચૈતન્ય સત્તા માત્રથી જગત્ ચૈતન્ય છે કેવી રીતે કે જેમ સૂર્યના પ્રકાશથી ચક્ષુનો પ્રકાશ થાય છે અને તે ચક્ષુથી સૂર્ય જુવે છે. જેમ અગ્નિની સત્તા માત્રથી પાત્રોમાં તાપ થાય છે, તેમ તે સત્તા માત્રથી સમસ્ત અવાંતર વર્તિનથી પદાર્થો સચેતન થાય છે. માટે એક જ્ઞાન ત્રણ પ્રકારે થાય છે. બ્રહ્મ સ્વતઃચૈતન્ય, સ્વતઃ પ્રકાશ, સ્વતંત્ર એ રીતે છે. માયા તેના આશ્રયે રહેલ તેના વિષય વડે ચૈતન્ય આત્મા થાય છે. મહદાદિ સર્વે પદાર્થ જડ છે; સ્વતઃચૈતન્ય પરતંત્ર થાય છે; માટે બ્રહ્મના વ્યાપક પણા વડે માયા પણ વ્યાપક થાય છે. કેવી રીતે કે પદાંતર તેના આશ્રયથી વિષયો છે. કાર્યભાગ ત્રણ વ્યાપક રૂપ મહદાદિનું અપજ્ઞાન પૂર્ણું જ્ઞાનમાં જ્ઞાતાપણું કેમ થાય છે? ઉપનિષદ્ વાક્ય પ્રમાણ છે. શ્રુતિમાં મૈત્રેયી પ્રત્યે યાજ્ઞવલ્ક્યે કહ્યું છે કે આત્મા નિશ્ચે જોવા યોગ્ય, સાંભળવા યોગ્ય, મનન કરવા યોગ્ય, નિદિધ્યાસન કરવા યોગ્ય સાક્ષિ માફક કર્તા એ

પ્રમાણુ છે. એ સત્ય છે, માટે દેવતા જોઇ શકતા નથી. સંપૂર્ણ જણાતો નથી. જેમ ઘટાકાશ જણાય છે તેમ પૂર્ણ આકાશ પણ જણાય છે, તથા સર્વ મૃતિકા પણ અનુમાન થાય છે; જેમ અલ્પજલ વડે મહાજલ જણાય છે, એ પ્રમાણે અનેક પ્રકારે જાણવું. આ પ્રમાણે મોટું પ્રમાણ જેમ જણાય છે, તેમ અંતઃકરણ, ચેષ્ટિત ચૈતન્યને જાણતું નથી. શ્રુતિમાં કહ્યું છે કે હૃદય કોશમાં ચિત, આદિત્યમાં સત્ આદિ નિરંતર પ્રકાશે છે. હૃદય કમળમાં દીપ માફક વેદ સારજ્યોતિ જણાય છે. જેમ આ આત્મા છે તેમ અયં શબ્દ સ્વ પ્રકાશ ને કહે છે. જેમ તે આ દેવદત્ત છે. એમ એ વડે કાલ વસ્તુ અવસ્થા પરિત્યાગ વડે કેવળ દેવદત્ત સ્વરૂપ માત્ર ગ્રહણ થાય છે, તેમ અયં આત્મા બ્રહ્મ એ પ્રમાણે શંકર ભાષ્ય પ્રમાણથી છે. જેમ અયં શબ્દ વિશેષ વડે સ્વપ્રકાશ પણું સ્વતઃચૈતન્યપણું, સ્વતંત્રપણું, ઇચ્છાશક્તિપણું, ક્રિયા શક્તિપણું તથા જ્ઞાનશક્તિરૂપપણું ઉત્પન્ન થાય છે. બ્રહ્માદિ કીટ પર્યંત મચ્છર પર્યંત સર્વ પ્રાણી માત્રના અંતર્યામિ પણાએ શોધક શક્તિરૂપપણું તે અયંઆત્માં શબ્દ અનુમાન થાય છે, એ રીતે અયંશબ્દ નિર્ણય છે. એમ અથર્વણ વાક્ય શબ્દ વ્યાખ્યાન નામે તેરમો સિદ્ધાંત છે.

હવે આત્મશબ્દના વ્યાખ્યાનનો નિર્ણય કહેવાય છે. આત્મા, જગત્, ઉત્પત્તિ, સ્થિતિ, વિક્ષેપરૂપનું નિરૂપણ થાય છે. જગત્ અંકુર સચ્ચિદાનંદને પામે છે એમ શંકર ભાષ્ય પ્રમાણ છે. માટે પૃથ્વીઆદિ પાંચ પરમાત્માથી ઉત્પન્ન થયાં છે. શ્રુતિમાં કહ્યું છે કે આત્માથી આકાશ થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ, જલથી

પૃથ્વી, પૃથ્વીથી ઔષધિ, ઔષધિથી અન્ન અને અન્નથી પુરૂષ એ પ્રમાણે છે. માટે આત્મા સમસ્ત જગત્ ઉત્પત્તિ સ્થાન અનુમાન થાય છે. તેથી આત્મા અનંતકોટી બ્રહ્માંડ બીજરૂપ સંસારવૃક્ષ સ્વરૂપ નિરૂપણ થાય છે. ભગવત્ વચન પણ એવુ છે કે—ઊંચે મુળ, નિચે ડાળાં, એવું પીંપળાનું વૃક્ષ અવ્યય કહ્યું છે. તથા તેનાં પાંદડાં છંદો છે. એવા વૃક્ષને જે જાણે છે, તેજ ખરૂં જાણનાર છે. એજ પ્રમાણે શ્રુતિ પણ કહે છે કે त्रिपादूर्ध्वं उदैत्पुरुषःपादोऽस्येहा भवत्पुनःततो विष्वङ्व्य क्रामत्साशनानशने अभि द्वाति ॥ ( ત્રણ પાદ ઉંચે એ પુરૂષ અને એક પાદ આ માયા થઇ ફરી તે થકી વિશ્વ થયુ. તે એ પ્રમાણે ધીર ધીરે થયુ. ઉર્ધ્વ બ્રહ્મ સમસ્ત પ્રપંચની ઉપર અંત તથા નિત્ય શુદ્ધ, બુધ, મુક્ત સ્વભાવ, નિરામય, નિરંજન છે. તે બ્રહ્મની શક્તિ નવ પ્રકારે કહેલી છે. સર્વજ્ઞભાવ, અનાદિ બોધ, સ્વતંત્ર અચળ એમ, અશનિ, અનંત શક્તિ, તથા વિભુ તે જાણીને છ બાહુ આદિ અંગો મહેશ્વરના છે. ઇચ્છા શક્તિ, ક્રિયા શક્તિ, જ્ઞાનશક્તિ, ત્રણ શક્તિઓ એમ નવવિધિ શક્તિ માયા તે પરમાત્મા કહેવાય છે. તે જગત્ બીજભૂત મૂલકંદ સ્વરૂપ છે. તે કંદના ત્રણ અંકુરો થાય છે. કાલ, કર્મ, અને સ્વભાવ એ છે. એ પ્રમાણે ત્રણ અંકુરથી પ્રકૃતિ કેવી રીતે વૃક્ષ રૂપની છે? તે કહે છે—તે પ્રકૃતિની નવ પ્રકારે શાખાઓ થઈ છે. તે આ પ્રમાણે પ્રથમશાખા મહતત્વ, બીજી શાખા અહંકાર, ત્રીજી શાખા મન, ચોથી શાખા બુદ્ધિ, પાંચમી શાખા આકાશ, છઠ્ઠી શાખા વાયુ, સાતમી શાખા અગ્નિ, આઠમી શાખા જલ, ને નવમા શાખા પૃથ્વી એમ નવ પ્રકારની શાખાઓ છે.

અનંત સ્થૂળરૂપ અપરિમિત તે વૃક્ષની શાખા પ્રત્યેક દશ, સો, અને હજાર પ્રકારે થઇ છે. ને તેજ પ્રમાણે તે વૃક્ષના વિષયો, પાંચ કર્મેન્દ્રિયો, વાણી, હાથ, પગ, શિશ્ન, ગુદા, પાંચ જ્ઞાનેન્દ્રિયો, શ્રોત્ર ચક્ષુ, જીવ્હા, નાસિકા, ચામડી, એ પ્રમાણે દશ શાખા તેના વિષયો પાંચ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એમ છે. વૃક્ષના ગુણ ત્રણ સત્વ, રજ, અને તમ, તે વૃક્ષના છ રસ, કડવો, ખાટો, ખારો, તીખો, અને કસાય તથા મધુર છે. તે વૃક્ષના વર્ણ અને સ્વરૂપો છ, શુક્લ, જ્યોતિ, શામ, નીલ, રક્ત, પીત, શ્વેત એમ છે. તે વૃક્ષની શાખા, ગુણ, ઉત્પત્તિ ચાર પ્રકારે, અંડજ, જરાયુજ, ઉદભિજ અને સ્વેદજ એમ છે. તે વૃક્ષનાં પાંદડાં ચાર પ્રકારે, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણવેદ છે. એજ બ્રહ્મ સ્વરૂપ ત્યાં શબ્દભેદથી ચૌદવિદ્યા, ઉત્પત્તિસ્થાનો, ઉપવેદ, અઢાર પુરાણ, અઢાર સ્મૃતિયો, ભારત, કાવ્ય, નાટક, અલંકાર, સાહિત્ય સંગીત, પિંગળ, જ્યોતિષ, વેદીક છ દર્શનો તે સાંખ્ય, મીમાંસા વેદાંત, ન્યાય, વૈશેષિક, પાતાંજળ, તથા મંત્રશાસ્ત્રો, એ પાંદડાં છે. તે વૃક્ષનાં પુષ્પ નવ પ્રકારે છે. શ્રવણ, કીર્તન, વિષ્ણુનું સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને મોક્ષ છે. આત્મનિવેદન એમ છે. તે વૃક્ષના ફળ ચાર ધર્મ અર્થને કામ એ પ્રમાણે તે વૃક્ષના વિસ્તારને કિંચિત નિરૂપણ કરે છે. મૂળ અનંત કહેતાં જેનો અંત નથી, એવું અપાર અતિ સૂક્ષ્મ અતિ સ્થુલ, દેશકાળ વસ્તુ સ્વરૂપ, અપરિમિત મર્યાદા રહિત અનાદિ સ્વરૂપ તે પરમાત્મા અનંતકોટી બ્રહ્માંડાકાર સ્વરૂપ જીવરૂપ જ્યોતિ સર્વ યોનિયોમાં હે કૌંતેય, મુર્ત્તિઓ જે થઇ

છે તેઓની બ્રહ્મ મહત્ યોનિ છે. હું બીજપ્રદ પિતા છું, એમ ભગવત્ગીતામાં કહ્યું છે. તે મૂલ અતિ સૂક્ષ્મ વડના બીજ માફક જેમ વડના વૃક્ષથી બીજો થાય છે તેનાં બ્રહ્માંડોના મધ્યે એકજ બ્રહ્માંડ સંખ્યાસંક્ષેપથી બ્રહ્મ પ્રકારે નિરૂપણ કરાય છે. આનંદ, મૂળ, ગુણ પાંદડાં તત્વશાખા, વેદાંત પૂષ્પ, ફૂળમોક્ષ, રસાદિ પૂર્ણ, જીવ, પક્ષી હરિ તુ મતરૂને ત્યાગીને સંસાર શુષ્ક વૃક્ષમાં શું પ્રિતીવાળું છે કહે! એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. માટે ઉર્ધ્વ મૂળ ઉપર, અને નિચે શાખા કાલ, કર્મ સ્વભાવ, મૂલ પ્રકૃતિ આદિ પરસ્પર ક્ષોભવડે સમસ્ત પ્રપંચો ઉત્પન્ન થાય છે પ્રકાશે છે. ત્યાં કાળ ઉપાદન, કર્મપ્રેરક, સ્વરૂપ સ્વભાવ ચૈતન્ય સ્વરૂપ છે. મૂલ પ્રકૃતિ વૈકારિક સ્વરૂપ આત્મા અવિનાશી સ્વરૂપ કાળ-કર્મ સ્વભાવરૂપ છે. માટે આત્મ સ્વરૂપને જાણો. માયા બ્રહ્મની છાયા માફક છાયા વૈકારિક સ્વરૂપ કાલકર્મ સ્વભાવાત્મા સ્વતંત્ર ચૈતન્ય સ્વરૂપ સ્વપ્રકાશ નિત્ય છે. માયા તેના આશ્રિત તેનો વિષય અનાદિ ચેતન્ય તથા અનાદિ અવિદ્યા છે. અહીંઆ કિંચિત્ ભેદ છે. અહીં ઘરસંબંધી અંધકાર, જેમ વૃક્ષ સંબંધિની વૃક્ષ છાયા, અગ્નિ સંબંધિની ધૂમાડો, તેમ બ્રહ્મ સંબંધિની માયા ત્રિગુણાત્મક છે. બ્રહ્મ નિર્ગુણ અવિકાર સ્વતઃચૈતન્ય, માયા ગુણમયી. નિત્ય ચૈતન્ય માયા સમવાય રૂપે પરિણામી. વૃક્ષા કારે તે વૃક્ષ કાલ, કર્મ, સ્વભાવ યોગે અનેક પ્રકારે વૃદ્ધિ પામે છે. ભગવદ્ગીતામાં કહ્યું છે કે—પુરૂષ અને પ્રકૃતિ એ બેને અનાદિ જાણ, પ્રકૃતિ વિકારવાળી તથા ગુણવાળી થઇ છે એમ જાણ, ભાગવતમાં કહ્યું છે કે અનુવૃક્ષ સ્થૂલ સંગ ભાવથી પ્રતિષેધ કરાય છે. સર્વત્ર ભય સંયુક્ત પ્રકૃતિ

અને પુરૂષ વડે છે. આત્મા શબ્દ જગત્ બીજ અંકુર નિશ્ચે સત્ય છે, માટે સતત્ અતિ સર્વત્ર સ્મૃતિયોનાં છે. આત્મા પ્રેમ અંકુર, કાળ બીજો અંકુર, સ્વભાવ નામ જીવાત્મા એ પ્રમાણે છે. આત્મા બીજ ચાર પ્રકારે બ્રહ્મ કુટસ્થ, પ્રારબ્ધ રૂપે વિસ્તાર પામે છે. બીજરૂપ બ્રહ્મ કુટસ્થ માયા પ્રારબ્ધ, કર્મ સ્વરૂપ, કાળ ઉત્પતિ, સ્થિતિ અને પ્રલય સ્વરૂપ જીવાત્મક સમસ્ત પ્રપંચન અચેતન સ્વરૂપ છે. અચૈતન્ય ચૈતન્ય અધિષ્ઠિત ચૈતન્ય થાય છે, તેથી બ્રહ્મ ચૈતન્ય બ્રહ્મ ચાર પ્રકારે થાય છે. વાસુદેવ બીજરૂપે, સંકર્ષણ કાલ રૂપે, પ્રદ્યુમ્ન કર્મરૂપે, અનિરૂદ્ધ જીવ રૂપે એમ છે. બ્રહ્મરૂપ માયા પચ્ચીશ તત્વાત્મક તે પાંમીને ચાર પ્રકારે બ્રહ્મ સંપાદન થાય છે. સમસ્ત વ્યવસ્થાન મહતત્વાત્મક સંસાર વૃક્ષા કારે રહે છે. હવે પ્રથમ પરિણામને નિરૂપણ કરાય છે.—પ્રથમ વૈકુંઠસ્થાન મહતત્વાત્મક, તે, મધ્યે જ્યોતિર્મય, તેજોમય, જ્ઞાનમય, આનંદમય, સુખમય છે. તે વૈકુંઠના અધિષ્ઠાતા આદિ નારાયણ, ચતુર્ભુજ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, કિરીટ કુંડળ, કૌસ્તુભ, વનમાળા, મુદ્રિકા, કંકણ, કટિસુત્ર મેખલાદિ અનેક ભૂષણોએ ભૂષિત, પિળાં પીતાંબર પહેરેલ, સ્યામ, સુંદર કમળ સરખાં નેત્ર, કમળ સરખા ચરણ, કમળ સરખા હાથવાળા છે. અને તે અતિ લાવણ્યવાન્, અનંતકોટિ શક્તિ બ્યામવાન, વૈકુંઠાધિશ, સૂર્યકોટી પ્રકાશ, યમકોટિ દુરાસદ ઇત્યાદિ વિશેષણ સંયુક્ત છે. તે ભગવાનની શક્તિઓ, અણિમા, મહિમા, ગરિમા, ઇશિત્વ, વશિત્વ, પ્રતિકામ્ય, ઇચ્છાસિદ્ધિ, મુક્તિસિધ્ધી, સર્વકામાદાયિતિ છે. વૈકુંઠના દ્વારાગ્ર અણિ-

ગાદિ સિધ્ધયો છે. માટે વૈકુંઠનાથ એકાકી રમતા નથી, તે બીજાને ઇચ્છે છે. તેજ આત્મા બે પ્રકારે થાય છે. પતિ તથા પત્ની છે, તે વૈકુંઠનાથ શિવ શકત્યાત્મક થાય છે. **श्रीश्चते लक्ष्मीश्चपत्नौ अहोरात्रेपार्श्वे नक्षत्राणि रूपमिति श्रुतेः ॥** માટે લક્ષ્મીનારાયણાત્મ સ્થિતિ, ઉપલક્ષણ, તે વૈકુંઠનાથ છે. તે હજાર માથાં વાળા, હજાર આંખ વાળા, હજાર પગ વાળા છે, ઇત્યાદિ અનેક વિશષણો એ વિશેષિત તે મહા પુરૂષ સગુણ બ્રહ્મ એમ કહેવાય છે. પુરૂષોત્તમ નામ ત્રૈલોક્યવાસિને ચાર ભુજાઓ છે. તેની સ્ત્રી લક્ષ્મી તેવીજ છે. તે વૃક્ષનું પ્રથમ વિટપ (ડાળુ) વૈકુંઠ, બીજું ડાળુ શિવલોક, ત્રીજું ડાળુ સત્યલોક, ચોથું ડાળુ બ્રહ્મલોક, પાંચમું ડાળું સૂર્ય લોક, છઠું ડાળુ યમલોક સાતમું ડાળું જનલોક, આઠમું ડાળું ભૂર્લોક, નવમું ડાળું નક્ષત્ર લોક, દશમું ડાળું તપ લોક, અગિયારમું ડાળું ઇન્દ્રલોક, બારમું ડાળુ ચન્દ્રલોક, તેરમું ડાળું અગ્નિલોક, ચૌદમું ડાળું યમલોક, પંદરમું ડાળું નૈઋતિલોક, સોળમુ ડાળું વરૂણલોક, સત્તરમું ડાળું વાયુલોક, અઢારમું ડાળું કુબેરલોક, ઓગણીશમું ડાળું ઇશાન લોક, તેની અંદર મેરૂબંધિન વિશમું ડાળું, એકવીશમું ડાળું બ્રહ્મલોક, બ્રહ્મલોકની અંદર ઋષિયો છે, એમ કેહેવાય છે, તેથી નિચે સપ્તપાતાળ લોકો, શેષનાગ પર્યંત અનેક પ્રકારે સ્થાવર, જંગમરૂપ, દેવમનુષ્ય, તિર્યંગાદિ, કીટપતંગ સમસ્ત વિશ્વો આત્મ સત્તાવડે પ્રકાશે છે. શ્રુતિમાં કહ્યુંછે કે—પુત્રની કામનાએ પુત્ર પ્રિય નથી પણ આત્માની કામનાએ પુત્ર પ્રિય છે. આત્મ શબ્દથી સર્વ જગત ઉત્પત્તિ સ્થાન સત્યસ્વરૂપ કહ્યું છે. આમાંથી, જૂદું કાંઇ પણ નથી, સર્વ વિષ્ણુમય જગત છે.

માટે સર્વ નિશ્ચય આ બ્રહ્મજ છે. આત્માથી જુદા સર્વે પદાર્થો જડરૂપજ છે. જ્યાં ચૈતન્ય ત્યાં આત્માના અધિષ્ઠાન વડે સર્વ ચૈતન્ય થાય છે. જડપણું નથી. તે આત્મા જગત્ બીજરૂપે વૈકુંઠાદિ શેષનાગ પર્યંત સ્થાવર જંગમાત્મક જગત આત્માજ છે. એ પ્રમાણે આત્મા શબ્દનો નિર્ણય થયો. એ રિતે અથર્વણ વેદાર્થે વાક્યગત આત્મ શબ્દ નિર્ણયનામે ચૌદમો સિદ્ધાંત –

હવે બ્રહ્મપદનો નિર્ણય કહેવાય છે.–બૃહત્પણાથી બ્રહ્મ અણુ, મહત્, કૃશ, સ્થૂલ, એ નાના ધર્મ બ્રહ્મમાં પ્રવર્તે છે. બૃહત્પણાથી સર્વવ્યાપકપણું બ્રહ્મમાં પ્રતિપાદન થાય છે. શ્રુતિમાં કહેછે કે આત્મા તે આકાશ માફક પૂર્ણ અખંડ દંડાયમાન સર્વમાં વ્યાપક, હાથી અને મચ્છરમાં સરખો; એ વડે ત્રણે લોકો છે. સ્વપ્રકાશાત્મક સ્વરૂપ સર્વ પ્રપંચ ગોચર છે, તે પ્રમાણે મારો પ્રકાશ છે. જે થકી વાણી પાછી વળે છે, એમ શ્રુતિમાં કહ્યું છે. કેવળ સાક્ષી સ્વરૂપ બ્રહ્મ જાગ્રત અવસ્થા સાક્ષી, સુષુપ્તિ, અને સ્વપ્ન અવસ્થાનો સાક્ષી, પાંચ કર્મેન્દ્રિયોનો સાક્ષી, પાંચ જ્ઞાનેન્દ્રિયોનો સાક્ષી, પંચમાહાભૂતનો સાક્ષી, પાંચ તન્માત્રાનો સાક્ષી, અંતઃકરણ ચારનો સાક્ષી છે, એમ શ્રુતિમાં કહ્યું છે. માટે વાસુદેવ કહેતાં અનંતકોટિ બ્રહ્માંડ સાક્ષીરૂપ, અનંતકોટિ બ્રહ્માંડ પ્રતિપાલક, અનંતકોટિબ્રહ્માંડ હર્તા, બૃહત્વપણાથી ( મોટાપ-ણાથી ) બ્રહ્મશબ્દ કહ્યો છે. માટે બ્રહ્મશબ્દ સર્વમાં વ્યાપક જ્ઞાનમય ચૈતન્યને કહેલ છે. હું બ્રહ્મ છું. એ બ્રહ્મ ૐ તે સત્ય. તે આ પુરૂષ. તે આ આદિત્ય. એકજ તે. એમ જ-

ણાય છે. એ પ્રમાણે બુદ્ધિ પ્રતિષ્ઠિત માત્રથી સત્યમાં પણ ધારણ કરેલ મુખ જે આ આદિત્યને વિષે પુરૂષ તે આમાં હું **ॐ सत्यं खं ब्रह्म** ( ॐ સત્ય આકાશ બ્રહ્મ છે ) એમ શ્રુતિના વાક્યથી પ્રસિદ્ધ બ્રહ્મ એમ કહેવાય છે. [illegible] ब्रह्म ( ઉદર બ્રહ્મ છે ) એમ સાક્ષાત્કાર બતાવે છે. [illegible]માં બ્રહ્મ એ રીતે આરોપ્ય બ્રહ્મ આજ છે, એમ શ્રુતિમાં કહ્યું છે. માટે કેવળ શૂન્યથી શૂન્યતર, સૂક્ષ્મથી સૂક્ષ્મતર, વ્યાપકથી વ્યાપકતર, પ્રકાશથી પ્રકાશતર, જ્ઞાનથી જ્ઞાનતર, નિત્યથી નિત્યતર, ધ્યેય ( ધ્યાન કરવા યોગ્ય ) થી ધ્યેયતર, ઇશ્વરથી ઇશ્વરતર, તત્વથી તત્વતર, સ્થૂલથી સ્થૂલતર, આનંદથી આનંદતર, સુખથી સુખતર, ચૈતન્યથી ચૈતન્યપર, રૂપથી રૂપતર, જ્યોતિથી, જ્યોતિતર જ્યોતીઓના પણ તે જ્યોતિ અને અંધકારથીપર કહ્યો છે. એમ શ્રુતિ સ્મૃતિ વાક્યોના બ્રહ્મ અનિર્વચનીય છે. આ બ્રહ્મ તાદ્રશ એજ છે. બ્રહ્મ તે આ પ્રમાણે છે. ધ્યાન કરવા યોગ્ય છે. બીજી રિતે નથી. બીજી રિતે હોય તો વિષય થાય, તથા પરોક્ષ થાય, એ પ્રમાણે શંકરાચાર્યે કહેલ ગોચરાતિગ છે. એમ અથર્વણ વાક્યગત આત્મ શબ્દ નિર્ણયથી કાંડ ત્રણ જ્ઞાનકાંડ, મંત્રકાંડ, કર્મકાંડ. બ્રહ્મ ઉપાસના માટેજ યોજાએલ છે. પરાપસ્યંતિ મધ્યમા વૈખરીરૂપે અવ્યક્ત પણ બ્રહ્મશબ્દ સ્વરૂપે આત્માને બતાવેછે. અથર્વણવેદ, સાંખ્યદર્શન, પાતાંજલ દર્શન, ઉપદર્શન, મંત્રશાસ્ત્રો એ પ્રમાણે સંક્ષેપથી બ્રહ્મસ્વરૂપ નિરૂપણ કરીને વેદાંતના પ્રકરણમાં અથર્વણવેદ વાક્યગત આત્મ બ્રહ્મશબ્દ નિર્ણયનામે પંદરમો સિદ્ધાંત છે.

સંપૂર્ણ.